[ વિજયકમલસૂરીશ્વરજી ગ્રંથમાળાનો ૯ મો મણકો ]

# શ્રી નમસ્કાર મહામંત્ર



લેખક

પૂ. મુનિરાજ શ્રી ભદ્રંકરવિજયજી મહારાજ.



પ્રકાશક

શ્રી કેશરબાઈ જૈન જ્ઞાનમંદિર

ઠે. નગીનભાઈ હોલ, પાટણ



વીર સં ૨૪૭૩ નકલ ૨૦૦૦

વિ સં ૨૦૦૩ મૂલ્ય ૨-૮-૦ આવૃત્તિ બીજી

મુદ્રક
શાહ ગુલાબચંદ લલ્લુભાઇ,
મહોદય પ્રીંટીંગ પ્રેસ-ભાવનગર.



# સમર્પણ

મને અને મારા કુટુંબીજનોને
સસ્કારોનુ અમીપાન કરાવ
નાર મારા પૂ પિતાશ્રીના
ચરણે

જોરાવરનગર — લિ બાળ,
તા ૧૦-૧૦-૪૭ — કાંતિલાલ





# પ્રસ્તાવના

"नमस्कारसमो मन्त्र , शत्रुञ्जयसमो गिरिः ।
वीतरागसमो देवो, न भूतो न भविष्यति ॥ १ ॥"

શ્રી જિનશાસનમાં ઉપર્યુક્ત સુભાષિત ઘણું પ્રસિદ્ધ છે ટૂંકમાં તેનો અર્થ એ છે કે-'નવકાર સમાન મંત્ર, શત્રુંજય સમાન પર્વત અને વીતરાગ સમાન દેવ ભૂતકાળમાં થયા નથી અને આગામી કાળમાં થનાર નથી' તાત્પર્ય કે જગતમાં મંત્રો, પર્વતો અને દેવો ઘણા છે, પરંતુ તેમાં નવકારથી ચઢિયાતો એક પણ મંત્ર નથી, શત્રુંજયથી અધિક એક પણ પર્વત નથી અને વીતરાગથી શ્રેષ્ઠ એક પણ દેવ નથી બીજી રીતે વિચારતા તેનો પરમાર્થ એ નીકળે છે કે- દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ, એ ચાર વિભાગમાં વહેંચાયેલું સમગ્ર વિશ્વ છે એ વિશ્વમાં અનંતાનંત જીવ-પુદ્ગલાદિ દ્રવ્યો અનંતાનંત લોકાલોક પ્રદેશ પ્રમાણ ક્ષેત્રો અનંતાનંત ભૂત, ભવિષ્ય, વર્તમાનકાલીન સમયો અને અનંતાનંત ગુણપર્યાયરૂપી ભાવો

છે તે બધા દ્રવ્યોમા શ્રેષ્ઠ દ્રવ્ય કયુ ? બધા ક્ષેત્રોમાં સર્વોચ્ચ ક્ષેત્ર કયુ ? બધા કાળમા સર્વોત્તમ કાળ કયો ? બધા ભાવોમાં સર્વોત્તમ ભાવ કયો ? એ ચારે પ્રશ્નોનો ઉત્તર જાણે એકજ શ્લોકમાં મળતો હોય તેમ આ શ્લોક જણાવે છે કે- સર્વ દ્રવ્યોમા ઉત્તમ દ્રવ્ય વીતરાગ દેવ છે સર્વ ક્ષેત્રોમા ઉત્તમ ક્ષેત્ર શત્રુંજય ગિરિરાજ અપરનામ સિદ્ધક્ષેત્ર છે, સર્વ ભાવોમા ઉત્તમ ભાવ પચ પરમેષ્ઠીઓને નમવાનો ભાવ છે અને સર્વ કાળમા ઉત્તમ કાળ, 'એ ત્રણ સર્વોચ્ચ છે એવી ઓળખાણ જે કાળમા થાય છે તે કાળ છે એથી એ સિદ્ધ થયુ કે 'પરમેષ્ઠિઓને નમવાના ભાવ સમાન ભાવ સિદ્ધિએ ગયેલા ઘણા જીવોવડે સ્પર્શાએલ સિદ્ધક્ષેત્ર સમાન ક્ષેત્ર અને જીવોને મુક્તિ મેળવવા માટે પરમ આલ઼મ્બનભૂત દ્રવ્યોમા વીતરાગ દેવ સમાન ઉત્તમ દ્ર ય બીજુ કોઇ વર્તમાન કાળમા છે નહિ ભૂતકાળમા હતુ નહિ અને ભવિષ્ય કાળમા થવાનુ નથી ' આ વાત આગમ યુક્તિ, અનુભવ અને પ્રતિહાસ આદિ કોઈપણ પ્રમાણથી જ્યારે સિદ્ધ કરવી હોય ત્યારે સિદ્ધ થઈ શકે તેમ છે

આ ગ્ર થનો પ્રસ્તુત વિષય નમસ્કાર મ ત્ર છે શાસ્ત્રોમા મણિ, મ ત્ર અને ઔષધિઓની શક્તિ અચિન્ત્ય મનાયેલી છે જેમ મણિ-રત્નો પાષાણ જાતિ ... છતા
તેના મૂલ્યવાનપણાથી તથા તેની ...
પ્રસિદ્ધ છે, તેમ 'મ ત્ર' એ પૌદ્ગલિક શબ્દ...
દારિ ...ય કષ્ટ, રોગ, ભય ઉપદ્રવાદિના ...
અથ કામ આરોગ્ય, અભિરતિ આદિ અ...
અપવર્ગ આદિ આગામી જ ...મોના સુખપ્રાપક...
જૈન શાસનમાં નવકાર ... તેના
રચનારૂપ પૌદ્ગલિક

વ્યાકરણ શાસ્ત્રમા સર્વ મળીને બાવન અક્ષરો પ્રસિદ્ધ છે જગતના તમામ શાસ્ત્રો એ બાવન અક્ષરોનીજ 'પરસ્પર વિચિત્ર પ્રકારના સયોગથી ઉત્પન્ન થયેલી રચનાઓ છે ' નવકારના અડસઠ અક્ષરો પણ એ બાવન અક્ષરોની બહાર નથી માત્ર અક્ષરસંયોગરૂપ તેની રચના બીજા તમામ શાસ્ત્રોથી જુદી પડી જાય છે અને તેજ કારણે તેને મહામત્ર' તરીકે સ્થાન મળ્યુ છે તેના પ્રત્યેક અક્ષરો, પદો, સપદાઓ ઈત્યાદિનુ સવિસ્તર વર્ણન આ પુસ્તકમા તેના યથાયોગ્ય સ્થળે કરવામા આવ્યુ છે સર્વ શાસ્ત્રો અને મત્રોમા આ અડસઠ અક્ષરો નવપદો અને આઠ સપદાઓવાળા નાનામા નાના શાસ્ત્ર અને મત્રને મહાશાસ્ત્ર' અને 'મહામત્ર' ની ઉપમા કેમ મળી છે? તેનો વિગતવાર ખુલાસો આ પુસ્તકના એકથી સત્તર સુધીના લગભગ બધા પ્રકરણોમા જુદી જુદી રીતે અપાયેલો છે વાચકો તે દષ્ટિએ તેને ધ્યાનપૂર્વક અને મનનપૂર્વક વાચે એવી ભલામણ છે

માત્ર અડસઠ અક્ષરના સમુદાયમા આવી અચિન્ત્ય શક્તિ સંગ્રહિત થયેલી છે એમ અમારે શી રીતે માનવુ ? એ પ્રશ્ન આ સ્થળે કદાચ ઉઠશે પરતુ તેનુ સમાધાન એ છે કે અક્ષરો કે-તેના સમૂહરૂપ પદો, વાક્યો અને મહાવાક્યો, એ પૌદ્ગલિક અને જડ હોવા છતા ચૈતન્ય અને જ્ઞાનના અદ્વિતીય વાહન છે શબ્દને અર્થની સાથે જેમ સબધ છે, તેમ ચેતન-આત્માના જ્ઞાન અને ભાવની સાથે પણ તેને સબધ છે જેવો શબ્દ તેવુ જ્ઞાન અને જેવો શબ્દ તેવોજ ભાવ થતો આત્મામા પ્રત્યક્ષ અનુભવાય છે સજ્ઞિ-પચેન્દ્રિય-પર્યાપ્ત-મનુષ્ય અને તિર્યંચ કે-જેઓને શબ્દ શ્રવણ માટેની 'ઈન્દ્રિય' અને તેનો અર્થ સમજવા માટે સમર્થ એવુ 'મન' મળ્યુ હોય છે, તેઓના જ્ઞાન અને ભાવ ઉપર શબ્દ

છે તે બધા દ્રવ્યોમા એક દ્રવ્ય કયુ ? બધા ક્ષેત્રોમાં સર્વોચ્ચ ક્ષેત્ર કયુ ? બધા કાળમા સર્વોત્તમ કાળ કયો ? બધા ભાવોમાં સર્વોત્તમ ભાવ કયો ? એ ચારે પ્રશ્નોનો ઉત્તર જાણે એકજ શ્લોકમાં મળતો હોય તેમ આ શ્લોક જણાવે છે કે-' સર્વ દ્રવ્યોમા ઉત્તમ દ્રવ્ય વીતરાગ દેવ છે સર્વ ક્ષેત્રોમા ઉત્તમ ક્ષેત્ર શત્રુજય ગિરિરાજ અપરનામ સિદ્ધક્ષેત્ર છે, સર્વ ભાવોમા ઉત્તમ ભાવ પચ પરમેષ્ઠીઓને નમવાનો ભાવ છે અને સર્વ કાળમા ઉત્તમ કાળ, ' એ ત્રણ સર્વોચ્ચ છે ' એવી ઓળખાણ જે કાળમા થાય છે તે કાળ છે એથી એ સિદ્ધ થયુ કે ' પરમેષ્ઠિઓને નમવાના ભાવ સમાન ભાવ, સિદ્ધિએ ગયેલા ઘણા જીવોવડે સ્પર્શાએલ સિદ્ધક્ષેત્ર સમાન ક્ષેત્ર અને જીવોને મુક્તિ મેળવવા માટે પરમ આલ મનભૂત દ્રવ્યોમા વીતરાગ દેવ સમાન ઉત્તમ દ્રવ્ય બીજુ કોઇ વર્તમાન કાળમાં છે નહિ, ભૂતકાળમાં હતુ નહિ અને ભવિષ્ય કાળમા થવાનુ નથી ' આ વાત આગમ યુક્તિ, અનુભવ અને ઇતિહાસ આદિ કોઇપણ પ્રમાણથી જ્યારે સિદ્ધ કરવી હોય ત્યારે સિદ્ધ થઇ શકે તેમ છે

આ ગ્રંથનો પ્રસ્તુત વિષય નમસ્કાર મત્ર ' છે શાસ્ત્રોમા મણિ, મત્ર અને ઔષધિઓની શક્તિ અચિન્ત્ય મનાયેલી છે જેમ મણિ-રત્નો પાષાણ જાતિના હોવા છતાં તેના મૂલ્યવાનપણાથી તથા તેની કષ્ટ-રોગહરાદિ શક્તિઓથી પ્રસિદ્ધ છે, તેમ ' મત્ર ' એ પૌદ્ગલિક શબ્દરૂપ હોવા છતા દુ ખ દારિદ્ર્ય કષ્ટ રોગ, ભય ઉપદ્રવાદિના નાશક તરીકે અને અર્થ, કામ આરોગ્ય, અભિરતિ આદિ આ જ મના કે સ્વર્ગ, અપવર્ગ આદિ આગામી જન્મોના સુખપ્રાપક તરીકે પ્રસિદ્ધ છે જૈન શાસનમાં નવકારમત્ર ' એટલે તેના અડસઠ અક્ષરોની રચનારૂપ પૌદ્ગલિક શબ્દો સર્વ મંત્રોમાં શિરોમણિભૂત છે

વ્યાકરણ શાસ્ત્રમાં સર્વ મળીને બાવન અક્ષરો પ્રસિદ્ધ છે જગતના તમામ શાસ્ત્રો એ બાવન અક્ષરોનીજ 'પરસ્પર વિચિત્ર પ્રકારના સંયોગથી ઉત્પન્ન થયેલી રચનાઓ છે' નવકારના અડસઠ અક્ષરો પણ એ બાવન અક્ષરોની બહાર નથી માત્ર અક્ષરસંયોગરૂપ તેની રચના બીજા તમામ શાસ્ત્રોથી જુદી પડી જાય છે અને તેજ કારણે તેને મહામંત્ર' તરીકે સ્થાન મળ્યું છે તેના પ્રત્યેક અક્ષરો પદો, સંપદાઓ ઈત્યાદિનું સવિસ્તર વર્ણન આ પુસ્તકમાં તેના યથાયોગ્ય સ્થળે કરવામાં આવ્યું છે સર્વ શાસ્ત્રો અને મંત્રોમાં આ અડસઠ અક્ષરો, નવપદો અને આઠ સંપદાઓવાળા નાનામાં નાના શાસ્ત્ર અને મંત્રને મહાશાસ્ત્ર' અને 'મહામંત્ર' ની ઉપમા કેમ મળી છે? તેનો વિગતવાર ખુલાસો આ પુસ્તકના એકથી સત્તર સુધીના લગભગ બધા પ્રકરણોમાં જુદી જુદી રીતે અપાયેલો છે વાચકો તે દૃષ્ટિએ તેને ધ્યાનપૂર્વક અને મનનપૂર્વક વાંચે એવી ભલામણ છે

માત્ર અડસઠ અક્ષરના સમુદાયમાં આવી અચિન્ત્ય શક્તિ સંગ્રહિત થયેલી છે, એમ અમારે શી રીતે માનવું? એ પ્રશ્ન આ સ્થળે કદાચ ઉઠશે, પરન્તુ તેનું સમાધાન એ છે કે અક્ષરો કે-તેના સમૂહરૂપ પદો, વાકયો અને મહાવાકયો, એ પૌદ્ગલિક અને જડ હોવા છતા ચૈતન્ય અને જ્ઞાનનાં અદ્વિતીય વાહન છે શબ્દને અર્થની સાથે જેમ સંબંધ છે, તેમ ચેતન–આત્માના જ્ઞાન અને ભાવની સાથે પણ તેને સંબંધ છે જેવો શબ્દ તેવું જ્ઞાન અને જેવો શબ્દ તેવોજ ભાવ થતો આત્મામાં પ્રત્યક્ષ અનુભવાય છે સન્નિ-પંચેન્દ્રિય-પર્યાપ્ત-મનુષ્ય અને તિર્યંચ કે-જેઓને શબ્દ શ્રવણ માટેની 'ઈંદ્રિય' અને તેનો અર્થ સમજવા માટે સમર્થ એવું 'મન' મળ્યું હોય છે, તેઓના જ્ઞાન અને ભાવ ઉપર શબ્દ

શક્તિ અચિન્ત્ય અસર ઉત્પન્ન કરે છે એ વાત અનુભવ સિદ્ધ છે જેઓને શબ્દ ઉપરથી અર્થનુ જ્ઞાન કરવા જેટલો ક્ષયોપશમ હોતો નથી તેઓ ઉપર પણ સારા નરસા અર્થના વાચક શબ્દની સારી નરસી અસર થતી અનુભવી શકાય છે શબ્દોને તેના અર્થોની સાથે જેમ 'વાચ્યવાચક' સબધ છે તેમ આત્મા અને તેના પરિણામોની સાથે ભાવ્યભાવક' સબધ પણ છે શબ્દો ભાવક' છે અને આત્મા 'ભાવ્ય' છે આત્મામા જેમ જ્ઞાનાદિ ગુણો છે, તેમ રાગાદિ ભાવો પણ છે તે બને ઉપર શબ્દોની અસર છે જો કે બધા જીવો શબ્દોની અસર ઝીલવાને લાયક હોતા નથી, તો પણ જે જીવો તેને લાયક છે તેઓના ભાવો ઉપર યોગ્ય-અયોગ્ય શબ્દોની યોગ્ય-અયોગ્ય અસરો નીપજે જ છે શબ્દોમા યોગ્યતા અને અયોગ્યતા તેના વાચ્ય પદાર્થોની યોગ્યતા અને અયોગ્યતા ઉપર આધાર રાખે છે નવકાર મત્ર ના અડસઠ અક્ષરો અને તેના સયોગરૂપ નવપદોથી વાચ્ય અર્થોની યોગ્યતા ઘણી ઊંચી છે-સર્વશ્રેષ્ઠ છે, તેથી તેના વાચક અક્ષરો અને પદો અર્થાત્ શબ્દોની યોગ્યતા પણ સર્વોત્કૃષ્ટ મનાય છે આત્માના ભાવોને હલાવી નાખવા માટે અશુદ્ધ ભાવોને ટાળી શુદ્ધ ભાવો પ્રગટાવવા માટે નવકારના અડસઠ અક્ષરોને અડસઠ તીર્થો, અડસઠ રત્નો કે તેવી જ બીજી લૌકિક વસ્તુઓની ઉપમાઓ ઘણી જ ઓછી પડી જાય છે, એ વાત આ પુસ્તકમા સગ્રહેલા નવકારના સ્તોત્રોના વાચન ઉપરથી તુરત જ જણાઈ આવશે

શાસ્ત્રોનુ પ્રયોજન બે પ્રકારનુ હોય છે એક તો જ્ઞાન પ્રકટાવવાનુ અને બીજુ ભાવ ઉત્પન્ન કરવાનુ કેટલાક કહે છે કે નવકાર' તે ચૌદ પૂર્વના જ્ઞાનનો સગ્રહ કહેવાય છે પણ અમને તેનાથી કાંઈ (વિશેષ) જ્ઞાન થતુ નથી તેઓએ

વિચારવુ જોઇએ કે-ચૌદ પૂર્વનુ જ્ઞાન પણ જે જ્ઞાન આગળ એક બિન્દુ તુલ્ય છે તેવુ કેવળજ્ઞાન, નવકારમા જેને નમસ્કાર કરવામાં આવે છે, તે અરિહત અને સિદ્ધોનાઆ ત્માને પ્રગટ થયેલુ છે 'નવકાર' દ્વારા થતી તેઓની ઓળખાણ પોતાના આત્માના કેવળજ્ઞાન સ્વરૂપની પ્રતીતિ અને નિર્ણય કરાવે છે તે પ્રતીતિ અને નિર્ણય જેમ જેમ દઢ થતા જાય છે, તેમ તેમ આત્માનો અનાદિનો મિથ્યામોહ વિલય થતો જાય છે અને મોહના સર્વથા વિલયથી પોતે જ કેવળજ્ઞાન સ્વરૂપ બની જાય છે કોઇ કહેશે 'એ જ્ઞાન અમને બીજા શાસ્ત્રોથી પણ મળી રહે છે, તો 'નવકાર' માં શુ વિશેષતા છે?' તેઓને એ ઉત્તર છે કે-એકલા જ્ઞાનથી કોઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી જ્ઞાનની પોતાના ભાવ ઉપર કેટલી અસર થઇ, તેના ઉપર જ્ઞાનની ઉપયોગિતા અવલબેલી છે આત્માના ભાવ પલટવા માટે એટલે અનાદિના મિથ્યાભાવો ટાળીને સમ્યગ્ ભાવો કરવા માટે બીજા સર્વ શાસ્ત્રો અને બીજા સર્વ મત્રો કરતા 'નવકાર' શાસ્ત્ર અને 'નવકાર' મત્ર વધારે ઉપકારક છે તેના બે કારણો છે એક તો નવકારની રચના સક્ષિપ્ત હોવાથી તે આબાલગોપાલ સર્વ-જન-ગ્રાહ્ય શાસ્ત્ર-રૂપ છે અને બીજુ તે સર્વ-મત્ર-રત્નોનુ ઉત્પત્તિસ્થાન છે તેથી સર્વ-મત્ર-સગ્રાહક સ્વરૂપ છે જગતમા જેટલા સત્ય અને સફળ મંત્રો છે, તે બધામાં બીજ તરીકે 'નવકાર' કે તેનો અશ રહેલો જ હોય છે અને તેથીજ તેઓ ફળદાયક બને છે સર્વ લોકોત્તર મત્રો કે સર્વ લોકોત્તર શાસ્ત્રોનુ અતિમ તાત્પર્ય આત્માનો મોહ નાશ કરવાનુ હોય છે એ મોહ નાશ કરવાનુ કાર્ય જેટલી સહેલાઇથી અને જેટલી ઝડપથી નવકાર' દ્વારા સિદ્ધ થાય છે તેટલી સહેલાઇથી અને તેટલી ઝડપથી અન્ય કોટિ શાસ્ત્રોથી પણ થવુ શકય

નથી બધાં પ્રામાણિક શાસ્ત્રો અને જૈન દર્શનના બધા પ્રામાણિક મહાપુરૂષો આ વાતનો એકી અવાજે સ્વીકાર કરે છે તેથી 'નવકાર' એ સર્વદેશ અને સર્વ કાળમા જૈન સઘનો પ્રાણ બની રહ્યો છે

ત્રણે ફીરકાનો જૈન સઘ આજે પણ 'નવકાર'ને સવારે ઉઠવાથી માંડીને રાત્રે સુઇ જાય ત્યાસુધીમાં એક વાર નહિ પણ સેકડો અને હજારો વાર ગણે છે અને તેને ગણનાર બધાના પ્રતિદિનની સમગ્ર સખ્યાનુ પ્રમાણ કાઢવામા આવે તો કેવળ લાખો જ નહિ બલ્કે ક્રોડો અને તેથી પણ અધિક સખ્યાનુ પ્રમાણ થવા જાય છે જો કે તે ગણનારા બધા જ 'નવકાર'નુ માહાત્મ્ય સમજીને કે વિચારીને જ ગણે છે, એમ નથી તો પણ જૈન સઘમા બધી વસ્તુઓ કરતાં 'નવકાર'નુ સ્થાન કેટલુ વિશિષ્ટ છે, તે સમજવા માટે તે એક પ્રતીક છે જો લાખો અને ક્રોડોની સખ્યામાં રોજ નવકાર ગણાય જ છે તો તે શુદ્ધ રીતિએ અર્થ સમજીને, ભાવાર્થ અને પરમાર્થ પર્યંત પહોચીને ગણાય એવી ભાવના અને મમતા કોની ન હોય? સૌ કોઇની હોય તે કાર્યની સિદ્ધિ આ પુસ્તકદ્વારા જેટલા અશે થાય, તેટલા અશે તેને તૈયાર કરવામા થયેલો શ્રમ લેખે ગણાશે.

અહીં એક વાત લક્ષ્યમા લેવાની છે કે–શાસ્ત્રકારોએ નવકારનુ જે અપૂર્વ ફળ અને માહાત્મ્ય વર્ણવ્યુ છે, તે 'ભાવ નમસ્કાર'ને અગે છે 'ભાવ નમસ્કાર' 'પરમાર્થ નમસ્કાર,' અદ્વૈત નમસ્કાર' 'નિશ્ચય નમસ્કાર' એ બધા એક જ અર્થને કહેનારા શબ્દો છે 'દ્રવ્યનમસ્કાર' 'નામ નમસ્કાર' 'દ્વૈત નમસ્કાર' 'વ્યવહાર નમસ્કાર' એ બધા એનાથી વિપરીત અર્થને કહેનારા છે આ પુસ્તકના પહેલા સોળ પ્રકરણોમા મુખ્યત્વે નમસ્કારનુ વ્યવહારિક સ્વરૂપ બતાવવામાં

આવ્યુ છે અને છેવટના સત્તરમા પ્રકરણમાં તેનુ નિશ્ચય સ્વરૂપ બતાવવામા આવ્યુ છે નિશ્ચય એ પરમાર્થ છે વ્યવહાર તેનુ સાધન છે એમાંથી કોઈની પણ ઉપેક્ષા, મૂળ વસ્તુની જ ઉપેક્ષામા પરિણમે છે તેથી નવકારના પારમાર્થિક સ્વરૂપને આત્મસાત્ કરવા માટે, બન્ને સ્વરૂપ તરફ આદરભાવવાળા બની, બન્નેનો યથોચિત અભ્યાસ કરી, અનાદિનો શત્રુ જે મોહ–તેનો નાશ કરવા ઉદ્યત બનવુ જોઈએ

છેવટે એક અગત્યની બીના કહેવાની રહે છે અને તે એ છે કે–જૈન સઘના બે ફીરકા ‘ નવકાર ’ને પહેલા પાચ પદ સ્વરૂપ કેવળ પાંત્રીસ અક્ષરવાળો માનીને ગણે છે અને મૂર્તિપૂજક શ્વેતાબર સપ્રદાય પાત્રીસ અક્ષરવાળો મૂળ મત્ર અને તેની ચૂલિકાના ( તેત્રીસ અક્ષરવાળા ) ચાર પદ સહિત કુલ અડસઠ અક્ષરવાળો માનીને ગણે છે મૂળ મત્ર ‘ પાત્રીસ અક્ષર ’ અને ‘પાંચ પદ’ પ્રમાણ છે, એ સબધમા કોઈને કશો પણ મત ભેદ નથી જે મતભેદ છે, તે ચૂલિકાના ચાર પદ અને તેના તેત્રીસ અક્ષરોને મૂળ મત્રમા ગણવા કે નહિ, તે વિષયમા છે આ પુસ્તકના ત્રીજા પ્રકરણમા છેલ્લા દશ પૂર્વધર શ્રી વજ્ર **સ્વામી** અને તેમણે શ્રી **મહાનિશીથ** સૂત્રની અદર કરેલ ઉલ્લેખની સાખ આપી સમગ્ર નવકાર મત્રને નવપદ, આઠ સપદા અને અડસઠ અક્ષરવાળો બતાવ્યો છે * કેટલાક તેને ‘અડસઠ’ અક્ષરપ્રમાણ માનવાના બદલે ‘ સડસઠ ’ અક્ષરપ્રમાણ માને છે પાંચ પદરૂપ કે ( ‘ સડસઠ ’ અક્ષરમય ) નવપદરૂપ માનીને

* દિગબર સપ્રદાયના સાહિત્યમા ‘ મૂલાચાર ’ નામનો એક પ્રાચીન ગ્રન્થ છે તેની ૫૧૪ મી ગાથા પણ ‘ નમસ્કાર મત્ર ’ ની ચૂલિકાને બરાબર મળતી છે અને તે નીચે મુજબ છે

“ एसो पंचनमोयारो, सव्वपावपणासणो ।
मगलेसु य सव्वेसु पढम हवदि मगल ॥ १ ॥ ”

પણ જેઓ નવકારને પરમ આદરથી ગણે છે અને નવકાર પ્રત્યે પોતાની હાર્દિક ભક્તિ પ્રદર્શિત કરે છે તેઓ અભિનન્દનીય છે છતા આ વિષયમાં જે વસ્તુ અમને વિચારણીય લાગી છે, તે વસ્તુ તેના કારણો સહિત અહીં ટૂંકમા રજુ કરીએ છીએ

'સર્વ શાસ્ત્રોની આદિમા મગળ અભિધેય સબધ અને પ્રયોજન, એ ચાર વસ્તુ બતાવવામા આવે છે એ ચારને અનુબંધચતુષ્ટય' કહેવામાં આવે છે સર્વ શિષ્ટ પુરુષોએ માન્ય ગણેલો એ નિયમ છે એ ચારમા એકેયની પણ હાનિથી શુ દોષો આવે છે તેનુ વર્ણન તે તે ગ્રથોમા તે તે સ્થળોએ વિસ્તારથી કરવામા આવ્યુ છે જે ગ્રન્થોમા એ ચાર કે ચારમાથી કોઈપણ એકનું વર્ણન નથી હોતુ ત્યાં તેને ઉપલક્ષણથી કે ગ્રન્થકારની શિષ્ટતાના પ્રામાણ્યથી સ્વીકારી લેવામા આવે છે આપણે ઉપર જોઈ ગયા કે નવકાર' એ કેવળ શાસ્ત્ર જ' નહિ પણ 'મહાશાસ્ત્ર' છે એટલુ જ નહિ પણ શાસ્ત્રકારોએ જ્યારે બીજા બધા શાસ્ત્રોને શ્રુતસ્કધ તરીકે સંબોધ્યા છે ત્યારે, નવકારને મહા શ્રુતસ્કધ તરીકે સબોધેલ છે તેથી તેમા પણ અનુબધચતુષ્ટય' હોવા અનિવાર્ય છે નવકાર એ સર્વ જગ-જન-હિતકારી શાસ્ત્ર છે તેથી સર્વ કોઈ તેને સહેલાઈથી સમજી શકે તેવી રીતે તેની રચના હોવી જોઈએ ઉપલક્ષણથી કે શિષ્ટજનપ્રામાણ્યથી 'નવકાર માં 'અનુબધચતુષ્ટય' ગર્ભિત રીતે રહેલાં છે એમ વિદ્વદ્ વર્ગ સિવાય બીજા ભાગ્યે જ સમજી શકે તેથી પ્રગટપણે તે (અનુબન્ધચતુષ્ટય)ને સ્થાન હોવુ જોઈએ મગલ સબધ અને અભિધેય તો મૂલમત્રમા આવી જાય છે, માત્ર પ્રયોજન બાકી રહે છે કોઈપણ શાસ્ત્રમાં પ્રવૃત્તિ કરાવવા માટે શાસ્ત્રનુ પ્રયોજન અને ફળ' અવશ્ય બતાવવુ જોઈએ જ્યાં સુધી પ્રયોજન જાણવામાં ન આવે ત્યાં સુધી મદબુદ્ધિવાળો પણ

તેમા પ્રવૃત્તિ કરતો નથી કહ્યુ છે કે 'प्रयोजनमनुद्दिश्य मन्दोऽपि न प्रवर्तते ।' વળી બુદ્ધિશાળી પુરુષો હમેશ પ્રધાન ફળવાળી અર્થાત શ્રેષ્ઠ ફળવાળી પ્રવૃત્તિમા જ આદર કરે છે કહ્યુ છે કે, 'फलप्रधाना समारम्भा ।' એ રીતે મદથી માડીને બુદ્ધિમાન પર્યન્ત સર્વ જીવોને સદાકાળ માટે ' નવકારમા પ્રવૃત્તિ કરાવવા માટે નવકારનુ પ્રયોજન અને ફળ નવકારમા સાક્ષાત્ કહેવુ જોઈએ, જેથી સૌ કોઈની તેમા સુખે પ્રવૃત્તિ થઈ શકે મદ પ્રવૃત્તિમા તીવ્રતા લાવવા માટે તથા શિથિલ પ્રવૃત્તિમા દૃઢતા ઉત્પન્ન કરવા માટે પણ તેની જરૂર છે એ કારણે ચૂનિકાના પ્રથમ બે પદમાં નવકારનુ પ્રયોજન અને છેલ્લા બે પદમા નવકારનુ ફળ સાક્ષાત્ કહીને તેને મૂળમત્રમાં સામેલ કરેલ છે મદથી માડી બુદ્ધિમાન પર્યંત સર્વ જનની શ્રદ્ધાને તથા ભાવનાને દૃઢ કરવા માટે તથા ' પચ પરમેષ્ટિ નમસ્કાર ' મત્રના સ્મરણ તથા જાપના પુરુષાર્થમા અપૂર્વ વેગ લાવવા માટે તે અત્યત કાર્યસાધક બને છે પ્રત્યેક મત્ર અનુષ્ઠાન તેટલુ જ ફળી શકે કે જેટલુ અનુષ્ઠાન કરનારની શ્રદ્ધા, ભાવના કે પુરુષાર્થમા જોર હોય નમસ્કાર મત્ર નિષ્પ્રયોજન કે નિષ્ફળ નથી પણ મહાપ્રયોજન અને મહાફળને સાધનારો છે કારણ કે-તેનાથી સર્વ પાપોના નાશ થાય છે તથા તે સર્વ મગળોમાં શ્રેષ્ઠ મગળ જે આત્મ લાભ, તેની પ્રાપ્તિ કરાવે છે એ જાતિની શ્રદ્ધા અને ભાવના પુરુષાર્થમા પ્રબળ વેગ અને બળ લાવનારી થાય છે ચાર ગતિરૂપ સસારમાં ભમતા જીવોને માટે સર્વ પાપના નાશથી અધિક શ્રેષ્ઠ-કોઈ પ્રયોજન નથી તથા શુદ્ધ આત્મસ્વરૂપના લાભથી અધિક મોટુ-કોઈ ફળ નથી પાપ નાશથી ફરી કદિપણુ ન ઉપજે તે રીતે દુ ખ નાશ થાય છે અને આત્મલાભથી ફરી કદી પણ નાશ ન પામે તે રીતે સુખ ઉત્પન્ન થાય છે 'दु ख पापात्

सुखं धर्मात्, सर्वशास्त्रेषु मस्थिति ।' અર્થાત્ પાપથી દુઃખ અને ધર્મથી સુખ એ સર્વ શિષ્ટ-જન-માન્ય સિદ્ધાંત છે નવકારની ચૂલિકામાં તે પ્રગટપણે બતાવેલ છે તેથી ચૂલિકા સહિત સમગ્ર નવકાર મંત્ર સર્વ જગત્ હિતકારી મહામંત્રની ગણનામાં નિર્બાધ રીતે આવી શકે છે

દિક્સૂચનરૂપ આટલુ જણાવીને કેવળ કથારૂપે કે બીજા સામાન્ય પુસ્તકરૂપે આ પુસ્તકને નહિ ગણના આત્મ-લાભનુ પરમ સાધન માનીને તેના વાંચન મનન અને અભ્યાસમા પ્રયત્નશીલ થવા વિનવીએ છીએ

સિદ્ધક્ષેત્ર,
ભાદ્રપદ શુક્લા ચતુર્થી
વીર સવત ૨૪૭૪

મુનિ ભદ્રંકરવિજય.

# પ્રકાશકનું નિવેદન.

અમારા તરફથી બહાર પડતી શ્રી વિજયકમળ સૂરીશ્વરજી ગ્રંથમાળાનો આ નવમો મણકો છે પૂ૦ મુનિરાજ શ્રી ભદ્રંકરવિજયજી મહારાજ સાહેબે અમારી વિનતિને ધ્યાનમાં લઇ 'ધર્મશ્રદ્ધા,' 'જૈન માર્ગની પિછાન,' વગેરે પુસ્તકો સુંદર અને ગંભીર શૈલીમાં લખી આપવા કૃપા કરી છે

તેમજ ગ્રન્થમાળાનું નૂતન પ્રકાશન 'શ્રી નમસ્કાર મહામંત્ર' ૨૫ ફર્માનું પુસ્તક પૂ૦ મહારાજશ્રીએ તૈયાર કરી આપી અમારા ઉપર તેમજ વાચકો ઉપર મહદ્ ઉપકાર કર્યો છે

પુસ્તકની ઉપયોગિતા તો વાચકોને પુસ્તક જોયા પછી માલુમ પડશે એટલે તત્સંબંધી અમારે લખવું ઉચિત નથી

'ધર્મશ્રદ્ધા,' 'જિનભક્તિ,' 'દેવદર્શન,' 'પ્રતિમા પૂજન' વગેરે પુસ્તકો પૂ. મહારાજશ્રીની કલમથી લખાએલા છે, તે વાચકવર્ગને ઘણા ઉપયોગી નિવડ્યા છે ઘણા પુસ્તકોની હાલ માગણી હોવા છતાં અમારે ગ્રાહકોને 'ના' લખવી પડે છે

આ પુસ્તક પ્રકાશનમાં જે જે મહાશયો તરફથી મદદ મળી છે, તે સર્વેનો આભાર માનવામાં આવે છે

'શ્રી નમસ્કાર મહામંત્ર' પુસ્તક બહાર પાડતા અમને ઘણો આનંદ થાય છે આશા રાખીએ છીએ કે, સૌ કોઇ ધર્માત્માઓ પુસ્તકનો સદુપયોગ કરી આત્મકલ્યાણ સાધે એજ પ્રકાશકની મહેચ્છા

પાટણ
વીર સં ૨૪૭૩

લી. સંઘનો સેવક,
સંઘવી નગીનદાસ કરમચંદ
વ્યવસ્થાપક
શ્રીકેશરબાઇ જૈન જ્ઞાનમંદિર

# અનુક્રમણિકા.

---


| | |
|---|---|
| ૧ મંગલમ્ | ૧ |
| ૨ શ્રી નમસ્કાર મહામંત્ર | ૨ |
| ૩ શ્રી નવકાર મંત્રનો છંદ | ૪ |
| ૪ પંચ-પરમેષ્ઠિ-ગીતા | ૯ |
| ૫ નમસ્કાર સ્તુતિ | ૧૪ |
| ૬ નમસ્કાર મહામંત્ર ( સંક્ષિપ્ત પરિચય ) | ૨૫ |
| ૭ નમસ્કાર મહામંત્ર આવશ્યક વિચાર | ૪૪ |
| ૮ શ્રી નવકાર મંત્રનો વિસ્તૃત પરિચય | ૯૧ |
| ૯ નમસ્કારની ઉત્પત્તિ | ૧૩૧ |
| ૧૦ નમસ્કારની પ્રરૂપણા | ૧૪૯ |
| ૧૧ નમસ્કારની વસ્તુ | ૧૬૬ |
| ૧૨ નમસ્કારનું પ્રયોજન અને ફળ | ૧૯૨ |
| ૧૩ શ્રી નવકારના ઉપધાન | ૨૦૬ |
| ૧૪ નમસ્કારનું ધ્યાન | ૨૨૫ |
| ૧૫ સર્વોત્કૃષ્ટ-ભાવ-મંગલ | ૨૪૭ |
| ૧૬ નમસ્કારનો અધિકારી | ૨૫૯ |
| ૧૭ નમસ્કારનાં સ્તોત્રો | ૨૭૨ |
| ૧૮ નમસ્કારના પ્રભાવ ઉપર કથાઓ | ૩૧૧ |
| ૧૯ શ્રી નવકારના ગીતો | ૩૩૪ |
| ૨૦ શ્રી નમસ્કાર મહાત્મ્ય [ ભાવાનુવાદ ] | ૩૪૫ |
| ૨૧ નમસ્કારનું નિશ્ચય સ્વરૂપ [ ઉપસંહાર ] | ૩૬૭ |


---

# પુસ્તકોની યાદી

પૂ૦ મુનિરાજશ્રી ભદ્રંકરવિજયજી મહારાજ સાહેબ દ્વારા સંપાદન કરાયેલા તથા લખાયેલા પુસ્તકોની યાદી નીચે મુજબ છે તેમાંના ઘણાખરા પુસ્તકો મળતા નથી છતા જિજ્ઞાસુ વાચકો પાટણ, ખભાત, અમદાવાદ આદિ મોટા સ્થળોના જ્ઞાનમંદિરોમાંથી વાચવા માટે મેળવી શકશે

| ક્રમ | ગ્રંથનું નામ | નકલ | સંવત | પૃષ્ઠ સંખ્યા |
|---|---|---|---|---|
| ×૧ | યશોવિજય ગુર્જર સાહિત્ય સંગ્રહ ભાગ ૧ લો | ૧૦૦૦ | ૧૯૯૨ | ૬૦૬ |
| ૨ | ભાગ ૨ જો | ૧૦૦૦ | ૧૯૯૪ | ૩૯૬ |
| ×૩ | નમસ્કાર મહામંત્ર | ૧૦૦૦ | ૧૯૯૪ | ૩૬૨ |
| ×૪ | નાસ્તિકવા નું નિરસન | ૧૦૦૦ | ૧૯૯૫ | ૨૧૨ |
| ×૫ | આરાધનાનો માર્ગ | ૧૦૦૦ | ૧૯૯૫ | ૨૧૩ |
| ×૬ | આસ્તિકતાનો આદર્શ | ૧ ૦૦ | ૧૯૯૬ | ૩૩૨ |
| ×૭ | પ્રતિમાપૂજન | ૧૦૦૦ | ૧૯૯૭ | ૩૪૩ |
| ×૮ | દેવદર્શન | ૨૦૦ | ૧૯૯૮ | ૨૨૬ |
| ×૯ | જિનભક્તિ | ૧૦૦૦ | ૧૯૯૮ | ૨૦૩ |
| ×૧૦ | ધર્મશ્રદ્ધા | ૧૦૦૦ | ૧૯૯૮ | ૮૯૭ |
| ૧૧ | પ્રાર્થના | ૨૦૦૦ | ૨૦૦૦ | ૫૬ |
| ૧૨ | જૈનમાર્ગની પિછાન | ૧૦૦૦ | ૨૦૦૧ | ૧૭૨ |
| ×૧૩ | સાધના | ૧૦૦૦ | ૨૦૦૩ | ૬૪ |
| ૧૪ | નમસ્કાર મહામંત્ર (આવૃત્તિ બીજી) | ૨૦૦૦ | ૨૦૦૩ | ૪૦૦ |

× આ નિશાનીવાળા પુસ્તકો હાલ મળતાં નથી

પ્રાપ્તિસ્થાન—કેસરબાઈ જ્ઞાનમંદિર,
ઠે પંચાસરા પાસે, નગીનભાઈ હોલ
પાટણ (ઊ. ગુજરાત)

## હળવદનિવાસી સ્વ. ધર્મપ્રેમી શેઠ ચુનીલાલ કમળશી [ મામા ] ની આછી-

# જીવન રૂપરેખા

---

ધર્મપ્રેમી શ્રેષ્ઠિવર્યના અનુકરણીય ગુણોને ઉચિત શબ્દોમા ગોઠવવામા આવે તે ખોટુ નથી અને એથી ઊગતી જૈન યુવાન પ્રજાને એમાથી કઇ ને કઇ મળી રહેશે, એ શુભ આશયપૂર્વક બહુ થોડા જીવનપ્રસગો ની નોધ લઇએ છીએ

'મામા 'ના ઉપનામથી ગુજરાત-કાઠિયાવાડમા ખ્યાતિને પામેલા સ્વ શેઠશ્રી ચુનીલાલ કમળશીનો જન્મ સ ૧૯૪૭ ના ભાદરવા શુદિ ૧૩ ના મ ગલદિને થયો હતો

ચુનીમામાએ ગુજરાતી છ ચોપડીનુ' જ્ઞાન મેળવી, મુબઇ જઇ, નોકરીથી શરૂઆત કરી ધીમે-ધીમે શેઠ વગેરે સૌ કોઇનો પોતાના નિખાલસ અને કૃતજ્ઞ સ્વભાવથી પ્રેમ સપાદન કર્યો કેટલાક વર્ષો વીત્યા બાદ ધર્મપ્રેમી સઘવી શેઠશ્રી નગીનદાસ કરમચદના પરિચય અને પ્રેરણાથી જીવનમા ધર્મશ્રદ્ધા અને ધર્મની લાગણી ખૂબ જાગૃત બની પછી તો 'ચુની મામા ' એ લાડકવાયા નામથી સૌ કોઇ સબોધતા

તેમના જીવનમા લાગણીપ્રધાનતા, ધર્મવૃત્તિ,

ધર્મશ્રદ્ધા, સદાચાર, ઉદારતા અને નીતિ- ન્યાય વગેરે ગુણો સૂર્યના કિરણની જેમ ઝળકી રહ્યા હતા નાનુ કે મોટુ, ગરીબ કે તવગર, જૈન કે ઇતર, સ્ત્રી કે પુરુષ ગમે તે માણસ ગમે તે વખતે, ગમે તેવી મૂઝવણનો ઉકેલ કરવા તેમની પાસે પહોચી જાય ત્યારે આવનારને યોગ્ય શબ્દોમા આવકાર આપી, બેસાડી તેની બધી વાતને બહુ શાતિ ને ગભીરતાપૂર્વક યોગ્ય માર્ગ દર્શન આપતા

કોઇનુ ય જરા પણ બૂરૂ થાય એ જાતની ભાવના એમના હૃદયમા ક્યારે ય ન હતી પોતાનાથી ભલુ થાય અને બીજાનુ સારૂ દેખાય એ જાતના વાણી, વર્તન અને વિચારો હતા એ એમના પરિચયમા આવેલા સૌ કોઇ એકી અવાજે કબૂલે છે

પોતાના પરિચયમા આવેલો આત્મા કઇ ને કઇ પામી જાય, એ દૃષ્ટિ એમની સતેજ હતી દેવ, ગુરુ અને ધર્મનો ભક્તિભાવ કોઇ અજોડ હતો ગમે તે ગચ્છના સાધુ-સાધ્વી મહારાજો હોય પણ તેમની સેવા-ભક્તિ કરવી અને પોતાના જીવનને ધન્ય બનાવવુ, એ એમનામા એક મોટો ગુણ હતો સાધર્મિ ભક્તિ કર વાની ભાવના પણ જીવનમા વિશેષ તરી આવતી હતી

જ્યારે જ્યારે પોતાના ઘેર વ્યવહારિક પ્રસગો ઉપસ્થિત થયા છે ત્યારે પણ સાથે ધાર્મિક મહોત્સવોને ઉજવી વ્યવહારિક દિવસોને દીપા યા છે જીવનમા જૈન ધર્મ જાણે રોમેરોમ પરિણમી ગયો હતો જૈન ધર્મની કેમ સુદર પ્રભાવના ને આરાધના થાય, એ જ તેમનુ લક્ષ્યબિન્દુ રહેતુ

## શુભ અનુષ્ઠાનની ટૂંક નોંધ

૧ રોજ નવકારશી, દેવદર્શન, અષ્ટપ્રકારી પૂજા, સામાયિક, પ્રતિક્રમણ વગરે

૨ પર્વતિથિએ શક્તિ પ્રમાણે તપ અને અવસરે પોષધ

૩ ગુરુમહારાજની હાજરીમા રોજ વ્યાખ્યાન શ્રવણ

૪ સ ૧૯૯૦ ની સાલમા પૂ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયલબ્ધિસૂરીશ્વરજી** મહારાજ સાહેબની નીશ્રામા કુટુબ અને સગાવહાલાની સાથે ઉપધાન તપની આરાધના કરી

૫ સ ૧૯૯૫ ના દુષ્કાળના કારમા પ્રસંગે પોતે સારી રકમ કાઢી અને બીજાઓની પાસેથી સારી રકમ કઢાવરાવી, જનતાને સારી રીતે રાહત આપી

૬ સ ૧૯૯૬ મા કુટુબ અને સગાવહાલા સાથે શ્રી **સિદ્ધક્ષેત્રની** વિધિપૂર્વક નવાણું યાત્રા કરી

બીજા નાના મોટા અનેક અનુષ્ઠાનો અને શુભ-પ્રવૃત્તિઓની અહીં નોધ લેવામા આવી નથી

## દ્રવ્યનો સદુપયોગ

રૂા ૧૫૦૦૦ હજાર ખર્ચી, હળવદમા જૈન ઉપાશ્રય બ ધાવી આપ્યો

રૂા ૧૧૦૦૦, હજાર ખર્ચી, હળવદમા શ્રી વર્ધમાન તપ આય બિલ ખાતુ શરૂ કરાવ્યુ

રૂા ૧૦૦૦૦ હજાર ખર્ચી, નવાણુ યાત્રા કરતી વખતે શ્રી સિદ્ધક્ષેત્રમા ચતુર્વિધ સઘની ભક્તિ કરી

રૂા ૧૦૦૦૦, શ્રી સિદ્ધક્ષેત્રમા કુટુંબ સાથે ચોમાસુ કર્યું, તે વખતે સદ્વ્યય કર્યો.

રૂા ૧૦૦૦૦ સ ૧૯૯૫મા દુકાળ વખતે આપ્યા

રૂા ૨૦૦૦ હળવદ જૈન દેરાસરમા ઘીનો અખડ દીવો રાખવા માટે આપ્યા

આ સિવાય બીજી નાની મોટી રકમોનો સદ્વ્યય કર્યો છે પૂ સાધુ, સાધ્વી શ્રાવક, શ્રાવિકા વગેરેની સેવા ભક્તિ કરવામા કે અનુકમ્પાદાન કરવામા કમીના રાખી નથી પોતાની ભત્રીજી કુમારિકાએ સોળ વર્ષની ઉમ્મરે ભાગવતી પ્રવજ્યા અ ગીકાર કરી તે વખતે સારી રકમનો સદુપયોગ કરી દીક્ષાના પ્રસગને ઉજવ્યો હતો

## અતિમ આરાધના

જીવનમા શુભ ભાવપૂર્વક કરેલી ધર્મની આરાધના અ તિમ સમયે સમાધિ આપવામા ખૂબ જ મદદાયક બને છે એ જ્ઞાનીઓના કથનનો અનુભવ પુન્યશાળી આત્માને બરાબર થયો

સ ૨૦૦૩ ના મહા સુદી ૧૩ ની સવારે ચુની મામાને માનવ દેહ છોડીને ચાલ્યા જવાનુ હતુ અને તેના આગલા દિવસે એટલે બારસના દિવસે ધ્રાગધ્રા, વઢવાણ કેમ્પથી કેટલાક ભાઈઓ આવ્યા હતા કારણ કે, ચુની મામાને ૧૩ ના દિવસે ઘર દહેરાસરમા પ્રભુજી ફરી પધરાવવાના હતા એટલે સૌ સાજે પ્રતિક્રમણ કરીને બેઠા હતા ત્યારે ૧૩ ના દિવસનો કાર્યક્રમ નક્કી કર્યો અને બીજી કેટલીક ધર્મચર્ચા કરી દરેક પોતપોતાની પથારીમા સૂઈ ગયા

પથારીમા સૂતા સૂતા **પ્રાગપ્રાનિવાસી કાંતિલાલ** ગાધીએ કહ્યુ કે, ' **ચુની** મામા મારા કુટુબી કાકાના દીકરા **વજુભાઇ** ટી બી ના રોગથી ૩૨ વર્ષની ભર યુવાન વયે અવસાન પામ્યા પણ છેલ્લા એક માસથી તેમના મુખમા 'અરિહ ત નમો, ભગવ ત નમો,' એનુ જ રટણ હતુ અને અરિહ તનુ નામજ લેતા હતા ટી બી ના રોગથી બચવાની આશા ઓછી હતી પણ ભાવના સુ દર હતી **વજુભાઇએ** કહ્યુ હતુ કે જો હુ આમાથી બચી જઉ તો હવે પછીની જિ દગી ચારિત્ર ધર્મ લઇ પૂરી કરવા ભાવના છે સૌ કોઇ તેમના કુટુબી જનોએ વ્રત, તપ, પ્રત્યાખ્યાન વગેરે કહી તેમના આત્માની શાતિ ઇચ્છી અને **વજુભાઇને** આત્મા ' અરિહ ત નમો ભગવ ત નમો ' એના રટનમા જ દેહને છોડી પરલોક સીધાવી ગયો **કાંતિલાલ** ગાધીની આ વાત સાભળી ઊર્મિપૂર્વક **ચુની** મામાએ કહ્યુ કે, **વજુભાઇનુ** જેવુ સમાધિ મૃત્યુ થયુ તેવુ આપણું થાય તો કેવુ સારૂ ? ત્યારબાદ શેઠ **છોટાલાલ જમનાદાસ** મૃત્યુની અનુમોદના કરી વાતો કરતા કરતા સૌ સુઇ ગયા

**ચુની** મામા સવારના ચાર વાગે જાગ્યા પાગ વાગ્યા એટલે પોતે કહ્યુ કે, સવારમા વરઘોડા વગેરેનુ મોડુ થશે, માટે સૌને જગાડો બધા પ્રતિક્રમણ કરવા બેસી ગયા પ્રતિક્રમણ કરતી વખતે 'મામા'ને હૃદયમા ગભરામણ થવા લાગી પણ પ્રતિક્રમણ તો પૂરુ કર્યું પ્રતિક્રમણ કરીને પોતે પથારીમા સુઇ ગયા પણ ગભરામણ વધવા લાગી મામાએ કહ્યુ કે, મને કઇ સ ભળાવો ?

કાન્તિલાલ ગાંધી ' અરિહંત નમો, ભગવંત નમો,' ' અરિહંત થવા અરિહંત નમો, ' ' ભગવંત થવા ભગવંત નમો ' અને શ્રી નવમંગ મ ા સ ભળાવવા લાગ્યા

ત્યાં તો ગભરામણે વધુ જોર પકડયુ મામાએ કહ્યુ કે, મને પચ્ચકખાણ કરાવો પાસે બેઠેલા બાઈએ અભિગ્રહનુ પચ્ચકખાણ કરાવ્યુ

સ્થિતિ ગંભીર બનતી જોઇ પોતાના સુપુત્ર શ્રી કાન્તિલાલે તથા તેમના ધર્મપત્નીએ પરભવ માટે ધર્મનુ ભાતુ બંધાવ્યુ

ગણત્રીની મીનીટોમા તો ' અરિહંત નમો 'ની આરાધનાપૂર્વક પોતાનો દેહ ૨૦૦૩ ના મહા શુદિ ૧૩ ની વહેલી સવારે છોડી દીધો કેવુ સમાધિમૃત્યુ! પુણ્યવાન જીવોને ભવોભવ માગવા જેવુ મૃત્યુ શેઠ **ચુનીલાલ કમળશી** પામી ગયા

મૃત્યુબાદ લોકો શુ કરે? બારમુ, તેરમુ કે લાડુ કરે પણ ધર્મી કુટુંબે પૂ મુનિરાજ શ્રીમદ્ **ભદ્રંકર વિજયજી** મહારાજશ્રીની નિશ્રામા ધર્મ મહોત્સવ કર્યો અને શેઠના મૃત્યુને ઉજવ્યુ રોવા–કુટવાના વ્યવહારો તો આવા ધર્મી કુટુંબમા હોયજ કયાથી? એટલે સગા-વહાલાઓને પણ રોવા–કુટવાની ના લખી દીધી અને અઠ્ઠાઈમહોત્સવ ઉપર પધારવા માટેનુ આમ ત્રણ આપ્યુ

કેવુ મૃત્યુ, કેવો આત્મા અને કેવુ ધર્મીકુટુંબ કે જેનુ અનુકરણ કરવાથી પણ ભાગ્યશાળી આત્માઓનો બેડો પાર થઇ જાય

---

## ' मंगलम् '

" अर्हन्तो भगवन्त इन्द्रमहिताः
सिद्धाश्च सिद्धिस्थिता·,
आचार्या जिनशासनोन्नतिकराः
पूज्या उपाध्यायकाः ।
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा
रत्नत्रयाराधका ,
पञ्चैते परमेष्ठिनः प्रतिदिन
कुर्वन्तु वो मङ्गलम् ॥ १ ॥ "

ઇન્દ્રોવડે પૂજ્ય એવા અરિહંત ભગવતો, સિદ્ધિસ્થાનમા રહેલા સિદ્ધ ભગવતો, જિનશાસનની ઉન્નતિ કરનારા પૂજ્ય આચાર્ય ભગવતો, શ્રી સિદ્ધાન્તને સારી રીતે ભણાવનારા ઉપાધ્યાય ભગવતો અને રત્નત્રયને ધારણ કરનારા મુનિ મહતો, એ પાચે પરમેષ્ઠિઓ પ્રતિદિન તમારુ મગળ કરો ૧

卐

# શ્રી નમસ્કાર મહામંત્ર

नमो अरिहंताणं ॥ १ ॥

नमो सिद्धाणं ॥ २ ॥

नमो आयरियाण ॥ ३ ॥

नमो उवज्झायाणं ॥ ४ ॥

नमो लोए सव्वसाहूणं ॥ ५ ॥

પદ (૫), સંપદા (૫) ગુરૂઅક્ષર (૩) લઘુઅક્ષર (૩૨) અને કુલઅક્ષર (૩૫)

શ્રી નમસ્કાર મહામંત્રની ચૂલિકા

एसो पंचनमुक्कारो ॥ ६ ॥

सव्वपावप्पणासणो ॥ ७ ॥

मंगलाण च सव्वेसिं ॥ ८ ॥

पढमं हवइ मंगलं ॥ ९ ॥

પદ (૪) સંપદા (૩), ગુરૂઅક્ષર (૪), લઘુઅક્ષર (૨૯) અને કુલ અક્ષર (૩૩)

ચૂલિકા સહિત સમગ્ર શ્રી નમસ્કાર મહામંત્રના કુલ અક્ષર (૬૮)

## પ્રકરણ પહેલું



# શ્રી નવકાર મંત્રનો છંદ

### દુહા

વાંછિત પૂરે વિવિધ પરે, શ્રી જિનશાસન સાર,
નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતા જયજયકાર ૧
અડસઠ અક્ષર અધિક ફલ, નવ પદ નવે નિધાન,
વીતરાગ સ્વયં મુખ વદે, પંચ પરમેષ્ઠી પ્રધાન ૨
એક જ અક્ષર એક ચિત્ત, સમર્યાં સંપત્તિ થાય,
સંચિત સાગર સાતના, પાતિક દૂર પલાય ૩
સકલ મંત્ર શિર મુકુટમણિ, સદ્ગુરુ ભાષિત સાર,
સો ભવિયા મન શુદ્ધશું, નિત્ય જપીયે નવકાર ૪

### છંદ

નવકાર થકી શ્રીપાલ નરેસર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ,
સ્મશાન વિષે શિવ નામ કુમરને, સોવન પુરસો સિદ્ધ

નવ લાખ જપતા નરક નિવારે, પામે ભવનો પાર,
સો ભવિયાં ભત્તે ચોકૂખે ચિત્તે,
નિત્ય જપીયે નવકાર. ૧

બાધી વડશાખા શિકે બેસી, હેઠળ કુંડ હુતાશ,
તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઊડયો તે આકાશ;
વિધિ રીતે જપતા વિષધરવિષ ટાળે, ઢાળે અમૃતધાર,
સો ભવિયા ભત્તે ચોકૂખે ચિત્તે,
નિત્ય જપીયે નવકાર. ૨

બીજોરા કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ,
જેણે નવકારે હત્યા ટાલી, પામ્યો યક્ષ પ્રતિબોધ,
નવ લાખ જપતા થાયે જિનવર, ઈસ્યો છે અધિકાર,
સો ભવિયા ભત્તે ચોકૂખે ચિત્તે,
નિત્ય જપીયે નવકાર ૩

પલ્લીપતિ શિખ્યો મુનિવર પાસે, મહામંત્ર મન શુદ્ધ,
પરભવ તે રાજસિંહ પૃથિવીપતિ, પામ્યો પરિગલ રિદ્ધ,
એ મંત્ર થકી અમરાપુર પોહોતો, ચારૂદત્ત સુવિચાર,
સો ભવિયા ભત્તે ચોકૂખે ચિત્તે,
નિત્ય જપીયે નવકાર. ૪

સન્યાસી કાશી તપ સાધતો, પચાગ્નિ પરજાલે,
દીઠો શ્રી પાર્શ્વકુમારે પન્નગ, અધબલતો તે ટાલે

સંભલાવ્યો શ્રી નવકાર સ્વયં મુખ, ઇન્દ્રભુવન અવતાર,
**સો ભવિયા ભક્તે ચોક્ખે ચિત્તે,**
નિત્ય જપીયે નવકાર ૫

મન શુધ્ધે જપતા મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ,
ઇણ ધ્યાનથકી કષ્ટ ટળ્યું ઉંબરનુ, રક્તપિત્તનો રોગ
નિશ્ચેં સુજપતા નવ નિધિ થાયે, ધર્મતણો આધાર,
**સો ભવિયા ભક્તે ચોક્ખે ચિત્તે,**
નિત્ય જપીયે નવકાર ૬

ઘટમાંહિ કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત,
પરમેષ્ઠીપ્રભાવે હાર ફૂલનો, વસુધામાંહિ વિખ્યાત
કમલનતીયે પિંગલ કીધો, પાપ તણો પરિહાર,
**સો ભવિયા ભક્તે ચોક્ખે ચિત્તે,**
નિત્ય જપીયે નવકાર ૭

ગયણાગણ જાતિ રાખી ગ્રહીને, પાડી બાણપ્રહાર,
પદ પંચ સુણતા પાંડુપતિ ઘર, તે થઇ કુંતા નાર
એ મંત્ર અમૂલક મહિમા મંદિર, ભવદુઃખ ભંજણહાર,
**સો ભવિયા ભક્તે ચોક્ખે ચિત્તે,**
નિત્ય જપીયે નવકાર ૮

કંબલ સંબલે કાદવ કાઢ્યા, શકટ પાંચસે માન,
દીધે નવકારે ગયા દેવલોકે, વિલસે અમર વિમાન

એમ મંત્ર થકી સંપત્તિ વસુધામાં લહી, વિલસે જૈન વિહાર,
સો ભવિયા ભક્તે ચોકખે ચિત્તે,
નિત્ય જપીયે નવકાર. ૯

આગે ચોવીસી હુઈ અનંતી, હોશે વાર અનંત,
નવકાર તણી કોઈ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત
પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમરે સંપત્તિ થાય,
સો ભવિયા ભક્તે ચોકખે ચિત્તે,
નિત્ય જપીયે નવકાર. ૧૦

પરમેષ્ઠિ સુરપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર,
પુંડરિકગિરિ ઉપર પ્રત્યક્ષપેખ્યો મણિધરને એક મોર
સદ્દગુરૂ સન્મુખ વિધિયે સમરતા, સફલ જનમ સંસાર,
સો ભવિયા ભક્તે ચોકખે ચિત્તે,
નિત્ય જપીયે નવકાર ૧૧.

શૂલિકારોપણ તસ્કર કીધો, લોહખરો પરસિદ્ધ,
તિહા શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ,
શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યા, સુરે કરી મનોહાર,
સો ભવિયા ભક્તે ચોકખે ચિત્તે,
નિત્ય જપીયે નવકાર. ૧૨

પંચ પરમેષ્ઠી જ્ઞાન જ પંચહ, પંચ દાન ચારિત્ર,
પંચ સજ્ઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત

પંચ પ્રમાદ વિષય તજો પંચહ, પાલો પંચાચાર,
એ ભવિયા ભત્તે ચોકૂખે ચિત્તે,
નિત્ય જપીયે નવકાર.

કલશ ( છપ્પય )

નિત્ય જપીયે નવકાર, સાર સંપત્તિ સુખદાયક,
સિદ્ધમંત્ર એ શાશ્વતો, એમ જંપે શ્રી જગનાયક
શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણીજે,
શ્રી ઉવજ્ઝાય સુસાધુ, પંચ પરમેષ્ઠી થૂણીજે
નવકાર સાર સંસાર છે, કુશલલાભ વાચક કહે,
એક ચિત્તે આરાધતા, વિવિધ ઋદ્ધિ વાંછિત લહે





## ઉપાધ્યાય યશોવિજયજી વિરચિત
## પંચ-પરમેષ્ઠિ-ગીતા
### ( થોડાક પદ્યો )

ચાલિ

નમસ્કાર અરિહંતને વાસિત જેહનુ ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્યને, જીવિત તાસ પવિત્ત,
આર્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતા રે સમરતા, લહીએ સુકૃતિ અભ્યાસ ૧

ચાલિ

નમસ્કાર તે સિદ્ધને, વાસિત જેહનું ચિત્ત,
ધન્ય તે કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત,
આર્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતા રે સમરતા, લહિયે સુકૃત ઉલ્લાસ ૨

ચાલિ

આચારય નમુક્કારે, વાસિત જેહનુ ચિત્ત,
ધન્ય તેહ કૃત-પુણ્ય તે, જીવિત તાસ પવિત્ત;

આર્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવ-ક્ષય કરતા રે સમરતા, લહિયે સુકૃત ઉલ્લાસ ૩

ચાલિ

નમસ્કાર ઉવજ્ઝાયને, વાસિત જેહનુ ચિત્ત,
ધન્ય તેહ કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત,
આર્ત્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુરગતિ વાસ,
ભવક્ષય કરતા સમરતા, લહિયે સુકૃત ઉલ્લાસ ૪

ચાલિ

નમસ્કાર અણગારને, વાસિત જેહનુ ચિત,
ધન્ય તેહ કૃતપુણ્ય તે, જીવિત તાસ પવિત્ત,
આર્તધ્યાન તસ નવિ હુએ, નવિ હુએ દુર્ગતિ વાસ,
ભવખય કરતા રે સમરતા, લહીએ સુકૃત અભ્યાસ ૫

દુહા

પચ નવકાર એ સુપ્રકાશ, એહથી હોએ સવિ પાપ નાશ,
સર્વ મગલતણુ એહ મૂલ, સુજશ વિદ્યા વિવેકાનુકૂલ ૬

## નવકાર મત્રનો મહિમા

ચાલિ

શ્રી નવકાર સમો જગિ, મત્ર ન યત્ર ન અન્ય,
વિદ્યા નવિ ઔષધ નવિ, એહ જપે તે ધન્ય;
કષ્ટ ટલ્યા બહુ એહને, જાપે તૂરત સિદ્ધ,
એહના બીજની વિદ્યા, નમિ-વિનમીને સિદ્ધ ૭

દુહા

સિદ્ધ ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય,
તિમજ નવકાર એ ભણે ભવ્ય,
સર્વ શ્રતમા વડો એ પ્રમાણ્યો, -
મહાનિશીથે ભલિ પરિ વખાણ્યો ૮

ચાલિ

ગિરિમાહિ જિમ સુરગિરિ, તરુમાહિ જિમ સુરસાલ,
સાર સુગધમા ચદન, નદન વનમા વિશાલ,
મૃગમા મૃગપતિ ખગપતિ, ખગમા તારા ચદ્ર,
ગગ નદીમા અનગ સરૂપમા દેવમા ઇદ્ર ૯

દુહા

જિમ સ્વયભૂરમણ ઉદધિમાહિ,
શ્રી રમણ જિમ સકલ સુભટમાહિ,
જિમ અધિક નાગમાહિ નાગરાજ,
શબ્દમા જલદ ગભીર ગાજ ૧૦

ચાલિ

રસમાહિ જિમ ઇક્ષુરસ, ફુલમા જિમ અરવિદ,
ઔષધમાહિ સુધા વસુધા-ધવમા રઘુનદ;
સત્યવાદિમા યુધિષ્ઠિર, ધીરમા ધ્રુવ અવિકપ,
મગલમાહિ જિમ ધર્મ, પરિચ્છદ સુખમા સપ ૧૧

દુહા

ધર્મમાહિ દયા ધર્મ મોટો, બ્રહ્મવ્રતમાહિ વજ્જર કછોટો,
દાનમાહિ અભયદાન રૂડુ, તપમાહિ જે કહેવુ ન કુડુ ૧૨

ચાલિ

રતનમાહિ સારો હીરો, નીરોગી નરમાહિ,
શીતલમાહિ ઉસીરો, ધીરો વ્રત-ધરમાહિ,
તિમ સવિ મંત્રમા સારો, ભાખ્યો શ્રી નવકાર,
કહ્યા ન જાયેરે એહના, જેહ છે બહુ ઉપકાર ૧૩

દુહા

તજે એ સાર નવકાર મંત્ર,
જે અવર મંત્ર સેવે સ્વતંત્ર,
કર્મ પ્રતિકૂલ બાઉલ સેવે,
તેહ સુરતરૂ ત્યજી આપ દેવે ૧૪

ચાલિ

એહને બીજેરે વાસિત, હોયે ઉપાસિત મંત,
બીજે પણિ ફલદાયક, નાયક છે એ તંત,
અમૃત ઉદધિ કુસારા, સારા હરત વિકાર,
વિષના તે ગુણ અમૃતનો, પવનનો નહીંરે લગાર ૧૫

દુહા

જેહ નિર્બીજ તે મંત્ર જૂઠા,
ફલે નહીં સાહમૂ હુઇ અપુઠા,
જેહ મહામંત્ર નવકાર સાધે,
તેહ દોઅ લોક અલવે આરાધે ૧૬

ઢાલ.

રતનતણી જિમ પેટી, ભાર અલ્પ બહુ મૂલ,
ચૌદ પૂરવનુ સાર છે, મત્ર એ તેહને તુલ્લ,
સકલ સમય અભ્યતર, એ પદ પચ પ્રમાણ,
મહસુઅ-ખધ તે જાણો, ચૂલા સહિત સુજાણ ૧૭

દુહા

પચ પરમેષ્ઠિ ગુણ ગણ પ્રતીતા,
જિન ચિદાનદ મોજે ઉદ્દીતા,
શ્રી યશોવિજય વાચક પ્રણીતા,
તેહ એ સાર પરમેષ્ઠિ ગીતા. ૧૮



## પ્રકરણ બીજું

### નમસ્કાર સ્તુતિ

શ્રુતસ્થવિર મહર્ષિપ્રણીત શ્રાદ્ધદિનકૃત્ય

" निसाविरामंमि विबुद्धएण
सुसावएण गुणमायरेण ।
देवाहिदेवाण जिणुत्तमाण
किच्चो पणामो विहिणायरेण ॥ १ ॥ "

ચાર ઘડી રાત્રિ બાકી રહે ત્યારે નિદ્રા રહિત થઈને, અક્ષુદ્રતાદિ ઘણા ગુણોને ધારણ કરનાર સુશ્રાવકે, ભવનપતિ આદિ દેવો અને તેમના અધિપતિ ઇંદ્રોને પણ પૂજનિક તથા સામાન્ય કેવલિઓમાં ઉત્તમ એવા દેવાધિદેવ શ્રી જિનેશ્વર ભગવંતોને, બહુમાનપૂર્વક પ્રણામ કરવો ૧

" सिज्झाट्ठाणं पमुत्तूण
चिट्ठिज्जा धरणीयले।
भावबंधु जगन्नाह
नमुक्कार तओ पढे ॥ २ ॥ "

શય્યાસ્થાન–પલ્યકાદિને છોડીને ઊભો થાય અથવા ધરણીતલ ઉપર બેસે અને સર્વત્ર સહાયકારક હોવાથી પરમાર્થ બધુ તુલ્ય, અપ્રાપ્ત ગુણોને પ્રાપ્ત કરાવનારા અને પ્રાપ્ત જ્ઞાનાદિ ગુણોનુ રક્ષણ કરનારા વિશ્વસ્વામિને નમસ્કાર ભણે અથવા પરાવર્તન કરે ૨

" मताण मत्तो परमो इमुत्ति,
धेयाण धेय परम इमुत्ति।
तत्ताण तत्त परम पवित्त,
ससारसत्ताण दुहाहयाण ॥ ३ ॥ "

(શારીરિક અને માનસિક દુ ખોથી તથા રાગદ્વેષાદિક તાપોથી સતપ્ત થયેલા ચાર ગતિમા રહેલા ભવ્ય જીવોને માટે) આ નવકાર દ્રવ્ય–ભાવ ઉભય પ્રકારના વિષને હરનારો હોવાથી ગારૂડિકાદિ સર્વ મત્રોમા પ્રધાન મત્ર છે, સર્વ અર્થનો સાધક હોવાથી સકલ ધ્યેયોમા પરમ ધ્યેય છે અને કર્મમલના કલકને દૂર કરનાર હોવાથી સર્વ તત્ત્વોમા એટલે પરમાર્થભૂત પદાર્થોમા, પરમ એટલે અતિશય પવિત્ર તત્ત્વ છે ૩

" ताण अन्न तु नो अत्थि,
जीवाण भवसायरे ।
बुड्डताण इम मुत्तु,
नमुक्कार सुपोयय ॥ ४ ॥"

ભવસાગરમા બૂડતા એવા જીવોને, આ નવકારરૂપી નાવને છોડીને, બીજુ કોઈ ત્રાણ એટલે રક્ષણ આપનાર નથી ૪

" अणेगजमतरसचियाण,
दुहाण सारीरियमाणसाण ।
कत्तो अ भव्वाण भविज्ज नासो,
न जाव पत्तो नवकारमतो ॥ ५ ॥"

ભવ્ય જીવોના અનેક જન્માતર સચિત શારીરિક અને માનસિક રોગ-શોકાદિ દુખો અને તેના કારણભૂત કર્મો, જ્યા સુધી નવકાર મત્ર પ્રાપ્ત નથી થયો, ત્યા સુધી કેવી રીતે નાશ પામે ? ૫

આગમમા કહ્યુ છે કે—

" जलणाइ भए सव्व ( सेस )
मुत्तु एगपि जहा महारयण ।
यहवाऽरिभए गिन्हइ
अमोहसत्थ जह तहेह ॥ ६ ॥"

" मुत्तुपि बारसंग,
 स एव मरणमि कीरए जम्हा ।
अरिहंतनमुक्कारो,
 तम्हा सो बारसंगत्थो ॥ ७ ॥ "

અગ્નિ આદિના ભય વખતે, કણ–કપાસાદિ સઘળુ મૂકીને જેમ વૈડૂર્યાદિ એક મહારત્નને અથવા દુશ્મનના ભય વખતે, શકૃત્યાદિ અમોઘ શસ્ત્રને ગ્રહણ કરવામા આવે છે, તેમ શ્રુતકેવલી પણ મરણસમયે દ્વાદશાગ શ્રુતને છોડીને તેનુ જ એક સ્મરણ કરે છે તેથી આ અરિહત નમસ્કાર અને ઉપલક્ષણથી સિદ્ધાદિ પરમેષ્ઠિઓનો નમસ્કાર એ દ્વાદશાગનો અર્થ, રહસ્ય અથવા સાર છે ૬–૭

" तप्पणईण तम्हा
 अणुसरियव्वो सुहेण चित्तेण ।
एसो व नमुक्कारो
 कयन्नुय मन्नमाणेण ॥ ८ ॥ "

તેટલા માટે આ નમસ્કારને, સૂત્રથી પ્રણયન કરનારા ગણધર ભગવતો અને અર્થથી પ્રકાશન કરનારા તીર્થંકર ભગવતો પ્રત્યે આત્માની કૃતજ્ઞતા અથવા કૃતાર્થતા માનવાવડે, શુભ ચિત્તથી સ્મરવો જોઇએ, ધ્યાવવો જોઇએ ૮

" नवकारओो अन्नो
सारो मंतो न अत्थि तियलोए ।
तम्हा हु अणुदिण चिय
पढियव्वो परमभत्तीए ॥ ९ ॥"

ત્રણુ લોકમાં નવકારથી સારભૂત અન્ય કોઈ મંત્ર નથી તેટલા માટે તેને પ્રતિદિન પરમ ભક્તિથી ભણુવો જોઇએ ૯

" उरगाईण वि मंता
अविहीए उ अहिज्जिया ।
विस जओ न नासंति
तम्हा उ विहिणा पढे ॥ १० ॥"

સર્પાદિના મંત્રો પણુ અવિધિથી ભણેલા વિષ વિગેરેનો નાશ કરતા નથી, તેથી વિનયબહુમાનાદિ વિધિવડે નવકારનું પઠન, સ્મરણુ, પરાવર્તન કે અધ્યયન કરવું ૧૦

" इहलोगंमि तिदंडी
सादिव्व माउलिंगवणमेव ।
परलोए चंडपिंगल-
हुंडियजक्खो य दिट्ठंता ॥ ११ ॥"

નવકારનો પાઠ કરનારને આજ જન્મમાં ત્રિદંડીથી ઉપલક્ષિત શિવકુમાર નામના શ્રાવકપુત્રને સુવર્ણ

પુરુષ, **શ્રીમતી** નામની શ્રાવક પુત્રીને, દેવતાનુ સાન્નિધ્ય અને બીજોરાના વનથી સૂચિત **જિનદાસ** નામના શ્રાવકને જીવિતવ્ય મળ્યુ હતુ, એ આ લોકના ફલનુ પ્રતિપાદન કરનારા દષ્ટાતો કહ્યા પરલોકમા એટલે અન્ય ભવમા ફળનુ પ્રતિપાદન કરનારા દષ્ટાતો ચડપિગલ નામને ચોર અને હુડિક નામનો યક્ષ, તેના છે આ સર્વ ઉદાહરણોનો ભાવાર્થ પુલિદમિથુનના કથાનકથી જાણી લેવો ૧૧

મલ્લધારીય શ્રી હેમચન્દ્રસુરિકૃત ઉપદેશમાલા અથવા પુષ્પમાલા.

" उक्कोसो सज्झाओ,
चउदसपुव्वीण बारसगाइ ।
तत्तो परिहाणीए,
जाव तयथ्थो नमोक्कारो ॥ १ ॥"

ઉત્કૃષ્ટ સ્વાધ્યાય ચૌદ પૂર્વધરોને બાર અગનો હોય છે મહાપ્રાણધ્યાન વિગેરેના પ્રભાવે ચૌદ પૂર્વધરો અતર્મુહૂર્ત આદિ કાળમા ચૌદે પૂર્વોનુ પરાવર્તન કરે છે દશપૂર્વધરોને દશ પૂર્વોનો સ્વાધ્યાય, નવ પૂર્વધરોને નવ પૂર્વનો, એમ અનુક્રમે ઘટતા ઘટતા ત્યા સુધી જાણવું કે જેને બીજુ કાઇ પણ નથી આવડતુ, તેને પચ પરમેષ્ઠિ નમસ્કારનો સ્વાધ્યાય હોય છે; કારણ કે તે દ્વાદશાગનો અર્થ અથવા સાર છે (૧)

" जलणाइ भए सेस,
मोत्तु इक्कपि जह महारयणं ।
घिप्पइ संगामे वा,
अमोहमत्थं जह तहेह ॥ २ ॥

मोत्तुपि बारसंग
स एव मरणंमि कीरए जम्हा ।
अरहन्तनमोक्कारो,
तम्हा सो बारसंगत्थो ॥ ३ ॥ "

અગ્નિ આદિનો ભય આવી પડે ત્યારે શેષ વસ્તુ મૂકીને એક પણ મહારત્નને ગ્રહણ કરાય છે કારણ કે તેમ કરવાથી પલાયન આદિ ક્રિયા સુખ પૂર્વક થઈ શકે છે અથવા સંગ્રામની અંદર લાકડી, તલવાર, ભાલા વિગેરેને છોડી અમોઘ એવા બાણને કે શક્તિ આદિ શસ્ત્રને ગ્રહણ કરવામાં આવે છે, તેમ અહીં પણ મરણ આવી પડે ત્યારે તે અવસ્થામાં સ્મરણ કરવાને અશક્ય એવા દ્વાદશાંગને છોડીને, તે જ અર્હદ્ આદિ પરમેષ્ઠિઓનો નમસ્કાર કરવામાં આવે છે દ્વાદશાંગના સ્થાને જે કરાય તેને દ્વાદશાંગનો અર્થ માનવો જોઈએ (૨-૩)*

---

* અથવા જ્ઞાન દર્શન ચારિત્ર એજ બાર અંગનો સાર છે અને તે અરિહંત આદિ પાંચમાંજ રહેલા છે, પણ બીજે

" सव्वपि बारसंग
परिणामविशुद्धिहेउमित्ताग ।
तक्कारणमित्ताओ
किह न तयथ्थो नमोक्कारो ? ॥ ४ ॥"

સર્વ પણ દ્વાદશાગ પરિણામની વિશુદ્ધિ માટેજ રચાયેલુ છે, તેથી પરિણામવિશુદ્ધિ માત્રના કારણુ ભૂત એવા નમસ્કારને દ્વાદશાગાર્થ કેમ ન કહેવાય? નમસ્કાર એ પરમપુરુષ પરમેષ્ઠિઓના નામોત્કીર્તન-રૂપ હોવાથી પરિણામવિશુદ્ધિના કારણમાત્ર સ્વરૂપ છે, તેથી તેને બાર અગના અર્ધભૂત કે રહસ્યભૂત અવશ્ય કહેવાય (૪)

" न हु तमि देसकाले,
सक्को बारसविहो सुयक्खन्धो ।
सव्वो अणुचिन्तेउ,
घन्तपि समत्थचित्तेण ॥ ५ ॥"

જ્યારે મરણ આદિ આવે છે ત્યારે તે દેશ-કાળમા અત્યત સમર્થ ચિત્તવાળાથી પણ સઘળા દ્વાદશાગ શ્રુતસ્કન્ધનુ અનુચિ તન થઇ શકતું નથી,

નહીં અહીં પચપરમેષ્ઠિ નમસ્કારમાં નમસ્કાર દ્વારાએ તે અરિહત આદિ પાચને નમાય છે, તેથી આ નમસ્કારમાં દ્વાદશાગાર્થતા એટલે બાર અગનુ સારપણુ પરમાર્થથી ગ્રહેલુ છે, એ વિગેરે વિચારીને પરમ મહર્ષિઓએ નવકારની દ્વાદશાગાર્થતા માનેલી છે

તેથી તે અવસ્થામા બાર અંગથી સાધ્ય અર્થનો સાધક હોવાથી અને સુખપૂર્વક સ્મરણ કરી શકાય તેવો હોવાથી, નમસ્કાર એ જ સ્મરણ કરવા લાયક છે (૫)

" नामाइ मगलाण,
पढम चिय मगल नमोक्कारो ।
अवणेइ वाहितक्कर-
जलणाइ मयाइ सव्वाइ ॥ ६ ॥"

નામમંગળ–સ્થાપનામંગળ–દ્રવ્યમંગળ વિગેરે મંગળોમા આ નમસ્કાર એ પ્રથમ મંગળ છે તથા વ્યાધિના ભયો, ચોરના ભયો અને અગ્નિ આદિના સર્વ ભયોને દૂર કરે છે (૬)

" हरइ दुह कुणइ सुह,
जणइ जस सोसए भवसमुद्द-
इहलोयपारलोइय,
सुहाण मूल नमोक्कारो ॥ ७ ॥"

દુખને હરે છે, સુખને કરે છે, યશને ઉત્પન્ન કરે છે, ભવસમુદ્રને શોષવે છે તથા આ નમસ્કાર આ લોક અને પરલોકના સઘળા સુખોનું મૂળ છે (૭)

" नमिऊण असुरसुरगरुलभुयगपरिवन्दिय ।
गयकिलेसअरिह, सिद्धायरियवज्झायसाहूय ॥१॥

અસુર, સુર, ગરૂડ અને ભુજગોવડે પરિવરિત તથા ક્લેશ રહિત એવા અરિહંતો, સિદ્ધો, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓને નમસ્કાર કરીને (૧)

મંગળાચરણ-શ્રી ચંદ્રપ્રજ્ઞપ્તિસૂત્ર

શ્રી રત્નશેખર સૂરિવિરચિત શ્રી શ્રાદ્ધવિધિ પ્રકરણ.

नासेइ चोरसावय,
विसहरजलजलणबंधणभयाइ ।
चिन्तिज्जन्तो रक्खस-
रणरायभयाइ भावेण ॥ १ ॥

ભાવથી ચિંતન કરાતો આ નમસ્કાર ચોર-શ્વાપદ-વિષધર-જલ-અગ્નિ-બંધન-રાક્ષસ રણસંગ્રામ અને રાજા તરફથી થતા ભયોને નાશ કરે છે (૧)

(શ્રી મહાનિશીથ)

सिज्जाठाणे पमुत्तूण,
चिट्ठिज्जा धरणीयले ।
भावबन्धु जगन्नाह,
नमोक्कार तवो पढे ॥ २ ॥

સુવાના સ્થાનને છોડીને તથા ધરણીતલ ઉપર-

બેમીને પરમાર્થ બન્ધુભૂત અને ત્રણ જગતના નાથ શ્રી પરમેષ્ઠિ ભગવતોને નમસ્કાર ભણે (૨)

(શ્રાદ્ધદિનકૃત્ય)

जामिणि पच्छिम जामे,
सव्वे जग्गन्ति बालवुड्ढाइ ।
परमिट्ठिपरममत,
भणन्ति सत्तट्ठवाराओ ॥ ३ ॥

રાત્રિના પાછલા પ્રહરે બાલ, વૃદ્ધ આદિ સઘળા મુનિઓ જાગ્રત થઇ જાય છે અને પરમેષ્ઠિ-પરમ મંત્રને સાત આઠ વાર ભણે છે (૩)

(યતિદિનચર્યા)





# પ્રકરણ ત્રીજું



## નમસ્કાર મહામન્ત્ર (સંક્ષિપ્ત પરિચય)*

પંચપરમેષ્ઠિમહામન્ત્રરૂપ નમસ્કાર સૂત્રમાં અક્ષરો અડસઠ છે. પાંચ પદોના પાંત્રીસ અક્ષર અને ચૂલિકાના ચાર પદોના તેત્રીસ અક્ષર મળીને કુલ અડસઠ અક્ષરોમાં પંચપરમેષ્ઠી નમસ્કાર મહામન્ત્ર સમાપ્ત થાય છે. નવકારના નવ પદો ગણાય છે, તે 'विमकत्यन्त पदम् ।' 'જેને છેડે વિભક્તિ છે, તે પદ ગણાય છે' એ અર્થમાં નહિ, કિન્તુ 'नमो अरिहंताणं' ઇત્યાદિ વિવક્ષિત અવધિયુક્ત પદો નવકારમાં નવ છે, એમ સમજવાનું છે. નવકારના નવ પદોના પ્રથમ પદમાં સાત અક્ષર, બીજા પદમાં પાંચ, ત્રીજા પદમાં સાત, ચોથા પદમાં સાત, પાંચમા પદમાં નવ, છઠ્ઠા પદમાં

---

* શ્રી મહાનિશિથ આદિ સિદ્ધાંતોને આધારે

આઠ, સાતમા પદમા આઠ, આઠમા પદમા આઠ ને નવમા પદમા નવ અક્ષર છે એ રીતે પ્રત્યેક પદના અક્ષરો મળીને કુલ સખ્યા અડસઠની થાય છે નવ પદોવાળા નવકારની સપદાઓ આઠ છે સપદા એટલે વિશ્રાન્તિસ્થાનો અથવા મહાપદો એ કારણે નવકારના ઉપધાનની વિધિમા નવકારને આઠ અધ્યયનસ્વરૂપ ગણીને, પ્રત્યેક અધ્યયન દીઠ એકેક આયબિલ કરવા દ્વારા, કુલ આઠ જ આયબિલ કરવા ફરમાન કર્યું છે નવ પદોની આઠ સપદાઓ કેવી રીતે ગણવી? એનો ઉત્તર બે પ્રકારે છે પ્રથમ ઉત્તરમા સાત સપદાઓ પ્રથમના સાત પદોની પદ સમાન છે અને આઠમી સપદા છેલ્લા બે પદોની મળીને સત્તર અક્ષર પ્રમાણ છે જેમકે 'मगलाण च सव्वेसिं, पढम हवइ मगल।' બીજા ઉત્તરમા છઠ્ઠી સપદા બે પદ પ્રમાણ સોળ અક્ષરવાળી છે, જેમકે–'एसो पच नमुक्कारो, सव्वपावप्पणासणो।' એ રીતે નવપદમય, અને પાત્રીસ અક્ષર પ્રમાણ મૂળ મત્ર અને તેત્રીસ અક્ષર પ્રમાણ ચૂલિકા, કુલ અડસઠ અક્ષર પ્રમાણ પચપરમેષ્ઠી નમસ્કાર મહામત્રને, આઠ સપદાઓ વડે ભક્તિ સહિત ભણવાથી, શાશ્વત સ્થાનની પ્રાપ્તિ થાય છે એમ શ્રી **ચૈત્યવદનભાષ્ય, શ્રી પ્રવચનસારોદ્ધાર, શ્રી નમસ્કારપજિકા** આદિ અનેક શાસ્ત્રોમા ફરમાવ્યુ છે શ્રી **મહાનિશીથ** સિદ્ધાતમા પણ નવકારને સ્પષ્ટ રીતિએ અડસઠ અક્ષરવાળો જણાવ્યો છે ત્યા

કહ્યુ છે કે-'એ રીતે પંચમંગલ મહાશ્રુતસ્કંધનુ વ્યાખ્યાન મહાપ્રબંધવડે સૂત્રથી પૃથગ્ભૂત નિર્યુક્તિ, ભાષ્ય અને ચૂર્ણિવડે અનંત ગમપર્યવ સહિત, જેવી રીતે અનંતજ્ઞાન દર્શનને ધારણ કરનાર તીર્થંકર દેવોવડે કરાયેલું છે, તેવી રીતે સંક્ષેપથી કરાયુ હતુ પરંતુ કાલપરિહાણિના દોષથી તે નિર્યુક્તિ, ભાષ્ય અને ચૂર્ણિઓ વિચ્છેદ પામી છે વ્યતીત થતા કાલ સમયમા મોટી ઋદ્ધિને વરેલા, પદાનુસારીલબ્ધિ અને દ્વાદશાંગશ્રુતને ધારણ કરનારા શ્રી **વજ્રસ્વામી** થયા તેમણે આ શ્રી પંચમંગલ મહાશ્રુતસ્કંધનો ઉદ્ધાર મૂલસૂત્ર (**શ્રી મહાનિશીથ**)ના અંદર લખ્યો મૂલસૂત્ર, સૂત્રથી ગણધર ભગવંતોએ અને અર્થથી ત્રૈલોક્ય પૂજ્ય ધર્મતીર્થંકર અરિહંત ભગવંત શ્રી**વીર-જિનેન્દ્રે** પ્રરૂપેલુ છે, એવો વૃદ્ધ સંપ્રદાય છે મૂલ સૂત્રમા જ્યા સૂત્રાલાપકો એક પદની સાથે બીજા પદને અનુલગ્ન ન મલે, ત્યા ઓછુ લખ્યુ છે, એવો દોષ શ્રુતધરોએ ન દેવો, પરન્તુ **મથુરા** નગરીમા **સુપાર્શ્વનાથ** સ્વામીના સ્થુભ-સ્તૂપ આગળ પંદર ઉપવાસ કરવાથી પ્રસન્ન થયેલ શાસનદેવતાએ, ઉધેહી આદિ વડે ખંડ ખંડ થયેલી અને સડી ગયેલા પત્તા વાળી પૂર્વ પ્રતને જેવી આપી તેવી ગ્રહણ કરી અને આચાર્ય **હરિભદ્રસૂરિએ** અચિન્ત્યચિન્તામણિકલ્પ આ શ્રી **મહાનિશીથ** શ્રુતસ્કંધને સમસ્ત પ્રવચનના સારભૂત, પરમતત્ત્વભૂત, અને અતિશયવાળા અત્યંત

મહાન્ અર્થોના સમુદાયવાળું જાણીને, પ્રવચનવત્સલતાથી તથા ભવ્ય સત્વોના ઉપકારની બુદ્ધિથી આત્મહિત અર્થે જેવું તે પ્રતમાં જોયું, તેવું સર્વ સ્વમતિથી શોધીને લખ્યું છે. તેનું બીજા પણ **શ્રી સિદ્ધસેન, વૃદ્ધવાદી, યક્ષસેન, દેવગુપ્ત, યશોવર્ધન** ક્ષમાશ્રમણ શિષ્ય **રવિગુપ્ત, નેમિચંદ્ર,** જિનદાસ ગણિ ક્ષમાશ્રમણ, **સત્યશ્રી** વગેરે યુગપ્રધાન શ્રુતધરોએ બહુમાન કરેલું છે. શ્રી **મહાનિશીથ** સિવાયના બીજા વર્તમાન આગમમાં આ રીતે નવ પદ અને આઠ સંપદાદિ પ્રમાણવાળો નમસ્કાર બીજી કોઈ જગ્યાએ કહેલો દેખાતો નથી. શ્રી **ભગવતી** સૂત્રની આદિમાં માત્ર પાંચ જ પદો કહ્યાં છે. **પ્રત્યાખ્યાન** નિર્યુક્તિમાં '*नमो अरिहंताण* ।' એમ કહી નવકારસીનું પચ્ચખ્ખાણ પારવાનું કર્યું છે. તે નિર્યુક્તિની ચૂર્ણિમાં કહ્યું છે કે તે નવકારના અનુક્રમે પદો દશ અથવા છ છે. છ પદો 'नमो अरिहंतसिद्धआयारियउवज्झायसाहूण ।' એ પ્રમાણે અને દશ પદો 'नमो अरिहंताण, नमो सिद्धाण ।' એ રીતે 'नमो' સહિત પાંચ પદો સમજવાં. નમસ્કાર નિર્યુક્તિમાં એંશી (૮૦) પદ પ્રમાણ બીજી વીશ ગાથાઓ છે, જેમકે 'अरिहंतनमुक्कारो, जीव मोएइ भवसहस्साओ ।'-ઇત્યાદિ તે તો નવકારના માહાત્મ્યને પ્રતિપાદન કરનારી ગાથાઓ છે પણ નવકાર રૂપ થવાને યોગ્ય નથી, કારણ કે તે ઘણાં પદ સ્વરૂપ છે અને નવકાર તો કેવળ નવપદ સ્વરૂપ જ છે

એ રીતે પંચમાગમસૂત્રાન્તર્ગત શ્રી **વજ્રસ્વામી** વગેરે દશ પૂર્વધરાદિ બહુશ્રુત સંવિગ્ન સુવિહિતસૂરિ પુરંદરોએ કરેલી વ્યાખ્યાઓ દ્વારા આદર કરાયેલો, અને અંતિમ પદમાં 'हवइ' એ પ્રમાણેના પાઠયુક્ત અડસઠ વર્ણ પ્રમાણ પરિપૂર્ણ નવકારસૂત્રનું અધ્યયન કરવું જોઈએ તે આ મુજબ—

नमो अरिहंताणं ॥ १ ॥
नमो सिद्धाणं ॥ २ ॥
नमो आयरियाणं ॥ ३ ॥
नमो उवज्झायाणं ॥ ४ ॥
नमो लोए सव्वसाहूणं ॥ ५ ॥
एसो पंच नमुक्कारो ॥ ६ ॥
सव्वपावप्पणासणो ॥ ७ ॥
मंगलाणं च सव्वेसिं ॥ ८ ॥
पढमं हवइ मंगलं ॥ ९ ॥

એનું વ્યાખ્યાન શ્રી **વજ્રસ્વામી** આદિ શ્રુતધરોએ જે રીતે છેદગ્રન્થાદિ આગમોમાં લખ્યું છે તે રીતે ભક્તિ બહુમાનના અતિશયથી અને ભવ્ય પ્રાણીઓને વિશેષે કરીને ઉપકારક છે, એમ જાણીને અહીં બતાવીએ છીએ—

પ્રશ્ન—હે ભગવન્! આ અચિન્ત્ય ચિન્તામણિ કલ્પ શ્રી **પંચમંગલમહાશ્રુતસ્કંધ** સૂત્રનો શો અર્થ કહેલો છે?

ઉત્તર—હે ગૌતમ ! આ અચિન્ત્ય ચિન્તામણિ કલ્પ શ્રી પંચમંગલ મહાશ્રુતસ્કંધ સૂત્રનો અર્થ આ પ્રમાણે કહેવો છે આ પંચમંગલ મહાશ્રુત સ્કંધ જેમ તલમાં તેલ, કમલમાં મકરંદ અને સર્વ લોકમાં પંચાસ્તિકાય રહેલ છે, તેમ સકલ આગમોમાં અંતર્ગત રહેલ છે અને તે યથાર્થક્રિયાનુવાદસદ્ભુત ગુણકીર્તન સ્વરૂપ તથા યથેચ્છફલપ્રસાધક પરમસ્તુતિ વાદરૂપ છે પરમસ્તુતિ સર્વજગતમાં ઉત્તમ હોય તેની કરવી જોઇએ સર્વ જગતમાં ઉતમ જે કોઇ થઇ ગયા, જે કોઇ થાય છે અને જે કોઇ થશે, તે સર્વે અરિહંતાદિ પાંચ જ છે તે સિવાય બીજા નથી જ તે પાંચ અનુક્રમે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ છે તે પાંચેનો ગર્ભાર્થસદ્ભાવ એટલે પરમ રહસ્યભૂત અર્થ નીચે મુજબ છે

## અરિહંત

આઠ મહાપ્રાતિહાર્યોની પૂજા વડે (દેવાસુરમનુષ્ય સહિત) સમસ્ત જગતને વિષે પ્રસિદ્ધ, અનન્યસદૃશ, અચિન્ત્ય, અપ્રમેય, કેવલાધિષ્ઠિત અને પ્રવર-ઉત્તમ તત્ત્વરૂપ અરિહંત છે કહ્યુ છે કે-' વંદન નમસ્કારને યોગ્ય, પૂજા સત્કારને યોગ્ય અને સિદ્ધિગમનને યોગ્ય હોય, તે અરિહંત છે ' વચનવડે સ્તુત્યાદિ, તે વંદન છે અને કાયાવડે અવનામનાદિ, તે નમન છે વંદન-નમન વખતે બહુમાનાદિ યુક્ત પ્રણિધાનાદિ

તે સમ્યગ્ ધ્યાનાદિ છે પુષ્પમાલ, સુગંધી ધૂપ, વાસ્ર અને પ્રદીપાદિવડે થાય તે પૂજા છે વસ્ત્રભૂષણાદિ-વડે કરાય તે સત્કાર છે અને તથાભવ્યત્વપરિપાકાદિ-વડે પરમ અરિહંત પદવીના ઉપભોગપૂર્વક સિદ્ધિ પામનારા હોય છે, માટે તેઓ અહન્ત કહેવાય છે તેમને મારો નમસ્કાર થાઓ

નમસ્કાર બે પ્રકારનો છે દ્રવ્ય સંકોચરૂપ અને અને ભાવ સંકોચરૂપ કરશિરાદિનો સંકોચ તે દ્રવ્ય નમસ્કાર છે નમસ્કારના યોગમા ચતુર્થી વિભક્તિના બદલે ષષ્ઠી વિભક્તિ વાપરી છે, તે પ્રાકૃત ભાષાના કારણે છે સર્વકાલના અરિહંતોનુ ગ્રહણ કરવાને માટે બહુવચન છે, અતીત કાલમા થઈ ગયેલા **કેવલજ્ઞાની** વગેરે, અનાગત કાલમા થનારા **પદ્મના-ભાદિ** અને વર્તમાન કાલમા થયેલા **ઋષભાદિ** અથવા વિદ્યમાન **સીમંધરાદિ**

અથવા અર્હંતોને એટલે સ્તવનાદિને યોગ્ય, સર્વને વિષે પ્રધાનપણે સ્તુતિ કરવાને લાયક– 'देवासुरमणुएसु अरिहा, पुआरुहुत्तमा जम्हा ।' 'દેવ અસુર અને મનુષ્યોને વિષે પૂજાને યોગ્ય અને ઉત્તમ છે, માટે અર્હંત છે ' સર્વ ગુણથી સંપૂર્ણ હોવાથી સર્વોત્તમ અથવા ગુણપ્રકર્ષને પામેલા હોવાથી સ્તુતિ કરવાને લાયક અથવા ભયંકર ભવાટવીમા પરિભ્રમણ કરવાથી ભયભીત થયેલા પ્રાણીઓને અનુપમ આનંદ-

રૂપ પરમપદના પથને દેખાડવા વડે કરીને સાર્થવા હાદિ સ્વરૂપ હોવાથી પરમ ઉપકારી શ્રી નમસ્કાર નિર્યુક્તિમા કહ્યુ છે કે —

" अडवीइ देसिअत्त, तहेव निज्जामया समुद्दमि ।
छक्कायरक्खणट्ठा, महगोवा तेण वुच्चंति ॥ १ ॥ "

અર્થાત્—ભવ અટવીમા સાર્થવાહ, ભવ સમુદ્રમા નિર્યામક અને છકાય જીવના રક્ષક હોવાથી મહા ગોપ કહેવાય છે

**ભવઅટવીમા સાર્થવાહ** —પ્રત્યવાય સહિત અટવીમા માર્ગદર્શકના કહેવા મુજબ ચાલવાથી જેમ ઇચ્છિત પુરની પ્રાપ્તિ થાય છે, તેમ ભવાટવીમા પણ જીવો જિનેશ્વરોએ ઉપદેશેલા માર્ગે ચાલવાથી નિવૃત્તિપુરને પ્રાપ્ત કરે છે તેથી જિનેશ્વરોનુ ભવ અટવીમા માર્ગદેશકપણુ સિદ્ધ થાય છે નિર્વિઘ્નપણે અટવીના પારને પામવાની ઇચ્છાવાળો જેમ સાર્થ વાહને પરમ ઉપકારી માનીને ભક્તિપૂર્વક નમસ્કાર કરે છે, તેમ મોક્ષાર્થિઓને પણ રાગ-મદ-મોહથી રહિત શ્રી જિનેશ્વરદેવ ભાવપૂર્વક નમસ્કાર કરવા યોગ્ય છે મિથ્યાત્વ અને અજ્ઞાનથી મોહિત માર્ગ વાળી સસાર-અટવીમા જેમણે માર્ગદેશકપણુ કર્યુ છે, તે અરિહંતોને હુ નમસ્કાર કરૂ છુ સમ્યગ્ દર્શનથી જોઇને, સમ્યગ્જ્ઞાનથી સારી રીતે ઓળખીને તથા ચરણકરણરૂપ સમ્યક્ચારિત્રથી પ્રકર્ષેણ ચાલીને

શ્રી જિનેશ્વરદેવો સિદ્ધિ સ્થાનને-નિર્વાણ સુખને તથા શાશ્વત, અવ્યાબાધ અને અજરામર ધામને પ્રાપ્ત થયેલા છે

ભવસમુદ્રમા નિર્યામક —જેમ નિર્યામકો સમ્યક્ પ્રકારે સમુદ્રના પારને પામે છે, તેમ શ્રી જિનેન્દ્રો ભવસમુદ્રના પારને પામે છે, તેથી તેઓ પૂજાને યોગ્ય છે મિથ્યાત્વ રૂપી કાલિકાવાત-પ્રતિકૂળ વાયુના વિરહમા તથા સમ્યક્ત્વ રૂપી ગર્જભવાત-અનુકૂળ વાયુની વિદ્યમાનતામા શ્રી જિનવરેન્દ્રો એક જ સમયમા સિદ્ધિસ્થાન રૂપી પત્તનને પ્રાપ્ત થયા છે અમૂઢજ્ઞાન અને મતિરૂપી કર્ણધાર, ત્રિવિધે ત્રણ દડથી વિરામ પામેલા, શ્રેષ્ઠ નિર્યામક એવા શ્રી જિનવરેન્દ્રોને વિનયથી નમ્ર બનેલો એવો હુ ભક્તિપૂર્વક વદન કરૂ છુ

છકાય જીવોના ગોવાળ—જેમ ગોપાલકો શ્વાપદાદિ દુર્ગોથી ગાયોનુ રક્ષણ કરે છે, અને પ્રચુર તૃણ અને જલયુક્ત વનોને વિષે તેને પહોચાડે છે, તેમ શ્રી જિનવરેન્દ્રો ષડ્જીવનિકાયરૂપી ગાયોનુ જરા-મરણના ભયથી રક્ષણ કરે છે, તથા નિર્વાણસુખને પમાડે છે તેથી મહાગોપ-પરમ ગોવાળ કહેવાય છે એ રીતે ભવ્ય જીવલોકના પરમોપકારી હોવાથી તથા સર્વ લોકોને વિષે ઉત્તમ હોવાથી શ્રી જિનવરેન્દ્રો સર્વને નમસ્કાર કરવા યોગ્ય છે પચપરમેષ્ઠિમા પહેલો

**નમસ્કાર અરિહંતોને એટલા માટે છે કે અરિહંતોના ઉપદેશથી જ સિદ્ધાદિનું સ્વરૂપ જાણી શકાય છે**

'अरिहंत' **શબ્દના પાઠાંતરો**—અરિહંત શબ્દના ત્રણ પાઠાંતર છે અરહંત, અરિહંત અને અરુહંત અરહંત એટલે સર્વ લોકમાં ઉત્તમ હોવાથી પ્રથમ પૂજાને યોગ્ય અરિહંત એટલે અત્યંત દુર્જય એવા સમસ્ત આઠ પ્રકારના કર્મરૂપી શત્રુઓને હણ નારા, નિર્દયપણે દલી નાખનારા, પીલી નાખનારા, શમાવી અને હરાવી દેનારા અરુહંત એટલે અશેષ કર્મનો ક્ષય થવાથી ભવમાં ઉત્પન્ન કરનાર અંકુર જેમનો બળી ગયો છે, તેથી હવે ફરીને ભવમાં નહિ ઉત્પન્ન થનારા—નહિ જન્મ લેનારા એ રીતે અરિહંત પદનું વ્યાખ્યાન અનેક પ્રકારે થાય છે **શ્રી ભગવતી** આદિ સૂત્રોમાં અરિહંત પદનું આખ્યાન, પ્રખ્યાન, પ્રરૂપણ, પ્રજ્ઞાપન, દર્શન, ઉપદર્શન, નિદર્શન આદિ અનેક પ્રકારે કર્યું છે તેમાનું કાંઇક અહીં બતાવ વામાં આવે છે

## અરિહંત પદનું વિશેષ આખ્યાન

૧ 'अरहयदृग्य ।' જેમને 'रह' એટલે એકાન્ત રૂપ સ્થાન તથા અંતર એટલે ગિરિગુફાદિનો મધ્ય ભાગ, પ્રચ્છન્ન નથી સર્વવેદી હોવાથી સમસ્ત વસ્તુસમૂહ, તેના પર-અપર ભાગ ઇત્યાદિ જેમને પ્રગટ છે, તે અરિહંત છે

૨ 'अरहंत।' એ શબ્દના નિરુક્તિ–પદભંજન વશાત્ નીચે મુજબ અનેક અર્થો નીકળે છે —

(અ) 'अत्यर्थं राजन्ते।' સમવસરણાદિ બાહ્ય લક્ષ્મી અને સજ્જ્ઞાનાદિ આંતર લક્ષ્મી વડે જેઓ અત્યંત શોભે છે

(र) 'रान्ति सद्दर्शनादि।' સમ્યગ્દર્શનાદિ જેઓ આપે છે

(ह) 'घ्नन्ति मोहादीन्।' મોહાદિને જેઓ હણે છે

(ह) 'गच्छन्ति भव्योपकृत्यै ग्रामानुग्राम।' ભવ્ય જીવોના ઉપકાર માટે જેઓ ગ્રામાનુગ્રામ વિચરે છે

(त) 'तन्वन्ति धर्मदेशना।' ભવ્ય જીવોના બોધ માટે જેઓ નિરંતર ધર્મદેશના આપે છે

(ता) 'तायन्ते तारयन्ति वा सर्वजीवान्।' જેઓ મોહાદિ શત્રુઓથી સર્વ જીવોનું રક્ષણ કરે છે, અથવા સર્વ જીવોને જેઓ ભવસમુદ્રથી તારે છે

(૩) 'अरहयद्भ्य।' 'क्वचिदपि आसक्तिमगच्छद्भ्य' 'रह गतौ' इति वचनात्। પ્રકૃષ્ટ રાગાદિના હેતુભૂત મનોજ્ઞ–અમનોજ્ઞ વિષયોનો સંપર્ક થવા છતાં કોઈ પણ સ્થળે આસક્તિ નહીં ધારણ કરનારા–ક્ષીણરાગ અને ક્ષીણમોહ

૪ अरहयदृभ्य । ' आत्मस्वभावमत्यजद्भ्य रह स्याग ' इति वचनात् । સિદ્ધિ ગતિને વિષે જ્ઞાનાદિ આત્મસ્વભાવને નહીં છોડનારા-અનંત જ્ઞાન દર્શનાદિ ગુણોને ધારણ કરનારા

૫. ' अरहयद्भ्य ।' भवमप्येऽतिष्टद्भ्य रह स्थितौ इति वचनात् ।' સર્વ કર્મ ક્ષય થવાના અનંતર સમયે જ લોકાગ્રે જનાર હોવાથી ભવમાં નહિ રહેનારા

૬ ' अरथांतेभ्य । રથ શબ્દ સકલ પરિગ્રહના ઉપલક્ષણભૂત છે અંત એટલે વિનાશ શબ્દ જરાદિના ઉપલક્ષણભૂત છે જેઓ સકલ પરિગ્રહના ત્યાગી છે, તથા જરા મરણાદિને જીતી જનારા છે

૭ अरममानेभ्य ।' રમ એટલે રાજસિક વૃત્તિ આદિથી નિવૃત્ત થયેલા, અતુચ્છ સ્વચ્છતાદિ પરમ વિશુદ્ધ ભાવને વરેલા

અહીં સુધી ' अरहत ' પદના અર્થ લખ્યા હવે अरिहत ' અને ' अरुहंत ' પદના કેટલાક અર્થ જણાવે છે

૮ अरिहतृभ्य ।' ઇંદ્રિય, વિષય, કષાય, પરિષહ, વેદના, ઉપસર્ગ, રાગ, દ્વેષ અને કર્મ આદિ ભાવ શત્રુઓને હણનારા

૯ ' अरिणा-धर्मचक्रेण भांत ।' અરિ એટલે ધર્મ-

